# ન કહેવાયલી વાતો—

કહેનાર

શુકલ છેલશંકર ગોવિંદજી



પ્રકાશક
સાહિત્ય મંદિર
વઢવાણ શહેર

મૂલ્ય
માત્ર આઠજ આના

મુદ્રકઃ
જયશંકર ભોળીદાસ દ્વિવેદી
મોજ મજાહ પ્રીંન્ટીંગ પ્રેસ,
ગીરગામ મુંબઇ-૪



## નમ્ર નિવેદન

આ વાર્તાની અંદર આવતાં પાત્રો અને સ્થળો તદન કલ્પિતજ લેવામાં આવ્યા છે કોઇ જીવંત વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલાં નથી.

## અર્પણ

જે ગુરૂએ સત્ય કહેતાં શીખ-
વાડયું તે ગુરૂને આ
નાનકડું પુસ્તક
અર્પણ કરૂં
છું.



# બે બોલ



"નગ્ન સત્ય" હંમેશા નિંદાતું આવ્યું છે, સમાજમાં જે બનાવ બને છે, તેને ધર્મ ઢોંગીઓ, જ્ઞાતિના પટેલો અને સુધરેલા ગણાતા યુવકો પણ....

"આપણે શું ?" બોલી રહ્યા છે. મને-મારા આત્માને આ ન રૂચ્યું, મેં 'નગ્ન સત્ય' લખી નાંખ્યું અને સમાજને ચરણે ધર્યું.

સમાજ તેનો સ્વીકાર કરે કે પછી એને અવખોડે તેની દરકાર ઓછી છે.

પણ યાદ રાખજો કે-આ પ્રશ્ન તમારે હાથ ધરવોજ પડશે.

वर्तमानेन कालेन वर्तयान्ति विचक्षणा; ॥

શુકલ છેલશંકર ગોવિંદજી

## રાજુ

સરોજ વાંચતો વાંચતો કૉલેજનો વચ્ચેનો દાદર ઉતરતો હતો. એકાએક બીજે છેડેથી કોઈ ચડતું હોય એમ તેણે પગલાં સાંભળ્યાં. ચોપડીમાંથી તેણે ઉંચે જોયું ને તે સ્થંભી ગયો.

પરમ સુંદરી રાજુ સામે આવતી હતી. સૌંદર્યવતી સ્ત્રીઓ અનેક પ્રકારની હોય છે. કૉલેજમાં પણ જાજરમાન ને સૌમ્ય રૂપવાળી છોકરીઓનો આભાવ નહતો; પણ બધાથી રાજુ જુદી પડી આવતી હતી. શ્વેત પારદર્શક ત્વચામાંથી ડોકીઆં કરતી લાલી ખીલતાં ગુલાબની યાદ દેતી હતી.

ક્લાસમાં તોફાની બ્હેનપણીઓ ફેંકી નાખવાથી જમીનપર પથરાએલ એના વાળે પગ ઘેરો કર્યો હતો. દીવાની આસપાસ શ્રીમાન ને બુધ્ધિમાન વિદ્યાર્થીઓ ઝમતા હતા.

સરોજ જોશી શ્રીમાન ને બુધ્ધિમાન બન્ને હતો કોલેજમાં બહુ આગળ પડતો ભાગ એ લેતો ને યુરોપીયન પ્રોફેસરોનો ખાસ માનીતો હતો. સારો વર મેળવવા માટે છોકરીઓ પડાપડી કરે ને કાર્ય સાધવા ગમે એવો ઉપાય લેવા ચુકે નહિ એવો એની ન્યાતનો એને ઘણો અનુભવ મળ્યો હતો. ઘણી કન્યાઓએ એને પોતાનો કરવાનો પ્રયાસ કર્યો હતો, પણ સરોજ સરના માથાનો હતો. હારેલી કન્યાઓ ગાંઠનું કંઇક ગુમાવી-કેટલીક તો શીયળધન સુધાં-નિરાશ થઈ પ્રયત્નો મૂકી દેતી.

રાજુ મિશનમાં ઉછરેલી અનાથ બાલિકા હતી. સંસ્થા ગમે તેટલી સારી હોય પણ એમાં અનાથ તરફની વર્તણુંક પુચ્છવા યોગ્ય નથી હોતી. બુધ્ધિમાન રાજુને એ સાલતું. આ સ્થિતિમાંથી છુટવા માટે રાજુને એકજ રસ્તો હતો-પરણીને ઠેકાણે પડવાનું એ કાર્ય પાર પાડવા માટે મહાદુર્લભ એવું એની પાસે પ્રસન્ન સૌંદર્ય હતું. સરોજની એણે ઘણી ઘણી વાતો સાંભળી હતી છાનો છાનો એણે નેને જોયે હતો. પણ ભેગાં થયાં હોય તો આજેજ.

સરોજની દૃષ્ટિ રાજુના મુખ તરફ સ્થિર થઇ હતી. રાજુ લાલ લાલ થઇ જતી હતી, આંખો એણે ઢાળી દીધી. હાદર વચ્ચે બન્નેની આંખો ક્ષણ ભર મળી. રાજુ નીચે જોઇ

ગઈ. "ગુડ મોર્નિંગ" કહી મંદ સ્મિત કરતો સરોજ દાદર ઉતરી ગયો. સાંજના રાજુ બ્હેનપણીઓ સાથે જતી હતી. રાજુ એટલે સૌંદર્યનો બેનમુન નમુનો! એ એની સખીઓના જુથમાંથી જુદી પડતી હતી; અને સર્વની સત્તાધીશ હોય એમ સ્પષ્ટ જણાતું હતું. સૌ સખીઓ જુદી પડી. રાજુને હજી દુર જવાનું હતું. થોડું ચાલી કે તરતજ સરોજ એની નજરે પડયો. સરોજ એની મોટરમાં બેઠો હતો. રાજુ પાસે આવી કે તુરતજ સરોજે કહ્યું–"વેલ, વીલ યું કમ ઇન મોટર" રાજુએ વાકય સાંભળ્યું! અટકી–થંભી અને મોટરમાં બેઠી. મોટર ચાલી અને સ્થળે પહોંચી.

૨

સરોજ રાજુને પોતાની કરવાનો પ્રયત્ન કરતો. ઘણી વખત એણે નિશ્ચય પણ કરેલો કે આની સાથે તો જરૂર પરણવું. પણ એના વિલાસી સ્વભાવને લીધે ઝાઝી વાર એ વિચાર ટકતો નહિ. એક સાંજે હેંગીગ ગાર્ડનપર તે ફરવા ગયો. રાજુ તેને ત્યાં મળી. રાજુ બગીચામાં એક ભાગમાં બેઠી બેઠી "ટેન મીનીટસ સ્ટોરી" વાંચતી હતી. એને ભાને ન હતું કે પાસે કોણ ઉભુ છે! પણ જ્યારે પોતાના નામનો અવાજ સાંભળ્યો, ત્યારે તેણે ચોપડીમાંથી નજર બહાર કરી.

"કોણ? સરોજ! કયારાના ઉભા છો?"

"હમણાંજ આવ્યો છું."

"બેસો."

બન્ને શાન્ત હતાં. સરોજે વાત ઉપાડી.

"ડીયર! રાજુ? તમો સ્ત્રીઓ પુરૂષને બનાવવામાં વધારે ફાવી શકો છો!"

"તમારી માન્યતા ભૂલ ભરેલી છે. પુરૂષોજ સ્ત્રીઓને ફસાવે છે, પ્રથમ પ્યાર બતાવી પાછળથી થાપ આપે છે. જુઓને મી૦ ઠાકોરે મીસ ચૌહાણ સાથે કેવું કર્યું!"

"એવા તો દાખલાં થોડાકજ હશે, તમો સ્ત્રીઓમાં પણ કાંઈ નથી બનતું એમ નથી. જુઓ મીસ ગુન્ઝાલવીઆએ મી. આઝાદ સાથે પ્યાર બાંધી આખરે એનો ત્યાગ કર્યો.

"આપણે એ વાતો સાથે સંબંધ નથી, હા! સરોજ તમો કઈ લાઇન લેવા વિચાર રાખો છો?"

"મારો વિચાર તો વિલાયત જવાનો છે. ત્યાં ગયા બાદ સુજ પડે. હાં! રાજુ! હવે તમો શું વિચારપર આવ્યા તે જાણી શકું ખરો?"

"શું વિચારપર આવું? સરોજ! મારી સ્થિતિ તમો સમજો છો. મારી પરતંત્રતા તમો પીછાનો છો, છતાંએ મારો વિચાર મેં તમોને જણાવ્યો તેજ છે કે મારા અને તમારા વિધિસર લગ્ન થયાં પહેલાં તમો મારા શરીરને અડકી પણ શકશો નહિ."

"રાજુ! આવું જુનાંપણું કયાં સુધી નિભાવી લેવું?"

"પ્રેમની સાથે શરીરનો શો સંબંધ છે? સરોજ! હું બીજી જેમ નથી. તમારા પૈસાના મોહમાં મારૂં સર્વસ્વ નાશ કરૂં તેવી નથી. ભલે, હું અનાથાશ્રમમાં ઉછરી તેથી કાંઈ

હું અનાથ નથી. હું દુઃખી છું, પણ સુખ મેળવવા ખાતર આ રસ્તો પસંદ કરું તેવી તો નથીજ. જો તમો મારી સાથે લગ્નની ગાંઠથી જોડાવા ઈચ્છતા હો તો હું આ પળે આ જીવન અર્પવા તૈયાર છું."

"ત્યારે હું પણ લગ્ન કરવા તૈયાર છું. આટલું બોલી સરોજે રાજુનો હાથ પકડયો—ઉંચકયો—ચુંબન માટે મોઢા આગળ ખેંચ્યો. રાજુ છેડાઈ, છંછેડાયલી નાગણ માફક હાથને પાછો ખેંચી લીધો અને ભવાં ચઢાવી સરોજને સંભળાવી દીધું કે, "ખબરદાર! જો મારા શરીરનો સ્પર્શ કર્યો તો!"

"કેમ! હવે તો હું લગ્નથી જોડાવા તૈયાર છું."

"જોડાયા પહેલાં આ શરીરપર તમારો કશા પ્રકારનો હક નથી."

"મારા વચનોમાં વિશ્વાસ નથી?"

"વચનોમાં વિશ્વાસ? તમે કેટલાં વચનો નિભાવ્યાં છે તે હું બરાબર જાણું છું."

"રાજુ? તારા માટે આમ નહિ બને!"

"બીજા માટે બન્યું તે મારા માટે નહિ કેમ બને તેની શું ખાત્રી?"

"ખાત્રી! મારૂં દિલ તપાસી જો!"

"એ બધી વાતો જવા દો. કાયદેસર લગ્ન વગર— આટલા શબ્દો રાજુના મુખમાં રહી ગયા અને સરોજે તેને બાથમાં લીધી, મહા મહેનતે રાજુ છુટી. વાઘણુની પેઠે

ધુરકી સરોજને બહુજ ઠપકો આપ્યો. સરોજે માફી માગી. અને આવતી કાલે જરૂર આપણે લગ્ન કરશું, વિગેરે વાતો કરી સરોજ એને રસ્તે–રાજુ અનાથાશ્રમમાં ગઈ.

૩

રાજુએ આખી રાત્રી વિચાર કર્યો. સરોજના જીવન પ્રસંગો એણે સાંભળેલા તે બધા પર વિચાર કર્યો અને કયાંઇક ઠેકાણે તો પડવુંજ હતું તેમાં આ ગર્ભશ્રીમંત સરોજ માંગણી કરનાર નીકળ્યો. રાજુને નવાઇ તો એજ લાગતી કે આવો ગર્ભશ્રીમંત મારા જેવી અનાથપર કેમ ગાંડો બન્યો હશે! એનાં સ્વભાવ પ્રમાણે એ મારો ત્યાગ તો નહિ કરે? લગ્નથી જોડાવાની હા તો પાડી ચુકયો છે. ત્યારે મારે પણ હવે ઠેકાણે પડી જવું. આમ નિશ્ચયપર આવી, બીજી સવારે તેણી કોલેજપર જઇ આવી. સાંજના સરોજને મળી. સરોજ લગ્નના પેંપાકમાંજ હતો. એના ઉરનો આનંદ સમાતો ન હતો. રાજુએ એને પૂછયું:- સરોજ આપણાં લગ્નમાં તારા પિતાશ્રી ભાગ લેશે કે નહિ?

"ડીયર રાજુ! હું તમોને એક મહત્વની કહેવાની વાત ભૂલી ગયો. જુઓને મારા અને તમારા લગ્નથી મારા પિતા નારાજ છે, પણ મારો પ્રેમ તમારામાં છે. એટલે મારો વિચાર ગુપ્તપણે લગ્ન કરવાનો છે. આપણાં લગ્નમાં બે ચાર મિત્રો અને સ્નેહીઓ ઉપરાંત એકાદ લગ્ન કરનાર હશે. સ્થળ પણ ગુપ્ત રાખેલું છે."

"આવાં ગુપ્ત લગ્નમાંથી ઘણીવાર ભયંકર માઠું પરિણામ આવે છે તેના દાખલા મેં ઘણા સાંભળ્યા છે, વાંચ્યા છે."

"આપણા માટે તેવું કશું બનનાર નથી. સમજી રાજુ!"

આખર સ્ત્રી જાત–ભોળી–એના પ્યારમાં ફસી પડી–હા ભણી દીધી અને એક ગુપ્ત સ્થળે એનાં લગ્ન થઇ ગયાં.

૪

રાજુ પરણી, પરવશ બની. સરોજ એના માટે નવા નવા ડ્રેસ બનાવતો એની હોંસ પુરી પાડતો. આ બધું થોડાજ દહાડા ચાલ્યું. સરોજ એના વિલાસી સ્વભાવ પ્રમાણે બીજા પુષ્પની સુગંધ લેવા પ્રયત્ન કરવા લાગ્યો. આ વાતની રાજુને ખબર પડી. રાજુએ કોલેજમાં જવાનું માંડી વાળ્યું. સ્કોલરોમાં પણ કુસંપ દેખાવા લાગ્યો. કોલેજ જેવી સંસ્થામાં પણ રાગ દ્વેષ! એ વિચારેજ એને કોલેજ મૂકવી પડી. સરોજ રાજુને ઘણુંએ શોધતો. આખર અનાથ આશ્રમમાં એની ભાળ મળી. રાજુ સમજી ગઇ કે, સરોજ પાછો મન મનાવવા આવ્યો છે. પણ મારે એને મન આપવું નથી. મારા માટે એણે ઘણુંએ કર્યું. આખર મને તજીએ ખરી–અને પાછો આવ્યો પણ ખરો. મારાં લગ્ન પણ એણે બનાવટી ગોઠવ્યાં! શું પુરુષો આવાજ હશે! મારે આ બધું તજી દેવાની જરૂર છે. કોલેજના જીવનમાં પણ કેંક કેંક અનુભવ મળ્યા. મારે મારો રસ્તો કરી લેવો ઘટે.

વિલાયતથી મારાપર દર મહિને પચાસ રૂપિઆ આવે છે. એ કોણ મોકલતું હશે ! એ શા માટે મોકલતા હશે ? ગમે તેમ હોય. મારે આશ્રમ તજવું. રાજુ મન સાથે વિચાર કરી આશ્રમના ચાલકને મળી અને કોલેજ છોડી દેવાની અને બહારગામ સરવીસ કરવાની ઇચ્છા જાહેર કરી. રાજુનું કોને લાગે ! ચાલાક શા માટે ના પાડે ! એણે ગોઠવણુ કરી આપી, અને એકાદ ફરર્ટ કલાસ સ્ટેટમાં નર્સ તરીકે ગોઠવી દીધી. રાજુ બધું તજી, એક રજવાડામાં આવી. તેને હોસ્પીટલમાં કામ કરવાનું હતું. અવાર નવાર તે જનાનખાનામાં જતી. રાજ રાણીને ગર્ભ રહ્યો હતો તેની સારવારમાંજ હમણાં તે રહેતી. રાજ્યમા દિવાન રૂતાં કારવતા હતા. દિવાને રાજ્ય રાણીના ગર્ભને નષ્ટ કરવાનું રાજુને ઘણુંએ સમજાવ્યું, પણ રાજુ જેવી વિચારવાન એવું અઘટીત કાર્ય કેમ કરે !

દિવાને ઘણી ઘણી લાલચો આપી. પરંતુ રાજુ એક મટી બે ન થઇ તે નજ થઇ. એક ખુશનુમા સવારે રાજુ ન્હાઇ સફેદ વસ્ત્ર પરિધાન કરી પોતાના વાળ સુકવતી વિચારમાં ઉભી હતી ત્યાં દિવાન પોતે આવી લાગ્યા અને રાજુના નામની બૂમ પાડી.

" રાજુ ! હજી સુધી તમે કેમ જનાનખાનામાં ગયાં નથી?"

" જી, જવાની તૈયારીજ કરૂં છું."

" જુઓને મીસ રાજુ ! મારી વાત તમારા મનમાં ઉતરી કે નહિ! લક્ષ્મી ચાંદલો કરવા આવે છે ત્યારે મોઢું શા માટે ધોવા જાવ છો !"

" મારે મારી ફરજ બજાવવી જોઈએ, તમારી વાત હું કોઈ પણ રીતે માન્ય રાખી શકતી નથી."

" આટલી લક્ષ્મી આપનાર તમોને ક્યાંઇ મળશે નહિ."

" દીવાનજી! ત્યારે સમજી લ્યો કે અતુલ સંપત્તિને લાત મારનાર પણ તમને મળશે નહિ."

" તમે દુ:ખી થશો!"

" મારે સેવા જ કરવી છે, તો અન્ય સ્થળે જઈ કરી શકીશ."

" આ સ્ટેટ અમારૂં છે જવા દેવા-ન દેવા-એ અમારી મરજીની વાત છે. માટે હજી પણ સમજી જાવ."

" દિવાનજી! હું સાચું કહું છું કે તમારા સર્વે ઉપાય નકામાં છે?"

" હું જોઈ લઈશ."

આટલું કહી દિવાન ચાલ્યો ગયો. રાજુ કપડાં પહેરી જનાનખાનામાં ગઇ. રાજ્ય રાણીને સઘળી વાત કરી. વિશ્વાસુ દાસીઓ પાસે રખાવી. રાજુને રાજાને મળવાનું ઘણુંએ મન થયું પણ દિવાનની પરવાનગી વગર રાજ-માલિકનાં દર્શન દેવને પણ દુર્લભ હતાં તો રાજુનું શું ગજું? રાજુને હેરાન કરવાના પ્રસંગો અવારનવાર શોધવા લાગ્યા. એના નજીવા કામ માટે પણ ડીટેકટીવો રાખવા પડયા. એક દિવસ હોસ્પીટલનો મોટો ડોકટર અને રાજુ કાંઇક વાતચીત કરતાં હશે તે પ્રસંગ શોધી રાજુને બદનામ કરી સ્ટેટ નીકાલ કરવામાં આવી.

* * *

સરોજે કોલેજ છોડી દીધી, અને બાપની મીલ્કત પર અવનવા મોજ વિલાસ કરવા લાગ્યો. હિંદુસ્થાનથી હારી, વિલાયતમાં વિલાસ કરવા ચાલ્યો ગયો. ત્યાં એણે લાખો રૂપિયાનાં પાણી કર્યા. આખરે તે પાછો હિંદુસ્થાન આવ્યો. એની ધનસંપત્તિ ઘણીખરી નાશ પામી બાકીની હતી તે દારૂમાં ગુમાવી બેઠો. એના શરીરે જાત જાતના રોગ થવા લાગ્યા આખા શરીરે ચાંદાં પડયાં. પડખે પણ ઉભું ન રહે-વાય એવી દુર્ગંધ આવવા લાગી. એને હવે રાજુ યાદ આવવા લાગી, એક દિવસ એણે એક વર્તમાનપત્રમાં રાજુની છબી નિહાળી, એમાં એની સેવાનાં ભારોભાર વખાણ હતાં એ અત્યારે કરાંચીમાં સેંટ જહોન હોસ્પીટલમાં કામ કરી રહી હતી.

રાજુ સ્ટેટની નોકરી છોડી કરાંચી આવી હોસ્પીટલમાં દાખલ થઇ હતી, અને એની સેવા ભાવનાના પ્રતાપે આજે આખા કરાંચીમાં શું? સિંધ પ્રાંતમાં એની વાહ! વાહ! બોલાઈ રહી હતી. બીજી નર્સની પેઠે એ કદી હોસ્પીટલ છોડતી ન હતી બસ કામ, કામ ને કામ.

એક સાંજનાં રાજુ બગીચામાં ફરતી હતી, ત્યાં બહાર કમ્પાઉન્ડના બારણા આગળથી કંઇક અવાજ અને દુર્ગંધ આવતાં જણાયાં. રાજુ ત્યાં ગઇ અને જોયું તો એક દર્દી માલુમ પડયો. એને શુદ્ધિ ન હતી. એનાં રૂંવે રૂંવે જીવાત હતી. બીજી નર્સોને એણે મદદ માટે બોલાવી, પણ આ દર્દીની દુર્ગંધથી કોઇ નજદિક ન આવ્યું–

રાજુએ જેમ તેમ કરી એ દર્દીને ઉપાડયો અને

વરંડામાંજ એને સુવાડવાની સગવડ કરાવી. આખી રાત્રિ એણે દર્દીની જીવાત વીણવામાં કાઢી. ચાર ચાર દિવસના રાજુના સતત્ પ્રયાસ પછી દર્દી જાગ્યો—આંખ ઉઘડી અને રાજુ સામું જોયું. વાંચનાર આ દર્દી અન્ય કોઈ નહિં પણ રાજુનોજ સરોજ !

સરોજ રાજુ સામુ જોઇ રહ્યો. એના મોઢામાંથી એક પણ શબ્દ બહાર ન પડ્યો. માત્ર ચક્ષુમાંથી અશ્રુનો પ્રવાહ ચાલતો હતો છેવટ બોલ્યો. "રાજુ ! મને માફ કર !"

"સરોજ ! અત્યારે એ પ્રસંગ યાદ ન લાવો."

"રાજુ !"

"તમે ન બોલો."

સરોજે બોલવું બંધ કર્યું.

વખત જતાં શી વાર ? લગભગ છ મહિનાના સતત્ પ્રયાસથી સરોજની તબીયત સુધરી, રાજુને કરેલા અન્યાય માટે તે પસ્તાવા લાગ્યો. આખરે પાપના પશ્ચાતાપરૂપે સરોજે રાજુ સાથે રીતસર લગ્ન કરી લીધાં અને તે પણ આ જન્મ સેવક તરીકે એજ હોસ્પીટાલમાં કામ કરવા લાગ્યો. રાજુ ઉછરી હતી એ મીશનમાંથી એને અવારનવાર પૈસા મળતા હતા. તેવી રીતેજ આજે એને એક રજીસ્ટર લેટર મળ્યો. તેમાં તે મીશનના માલેકનાં પત્ર ઉપરાંત વીલાયતની કોઇ સોલીસીટરની ફર્મનો પણ કાગળ હતો કે "અહિંના કરોડપતી મી. સ્મીથે પોતાની તમામ મીલ્કતના વારસદાર તરીકે મીસ રાજુને પસંદ કરી છે."

રાજુ અને સરોજ કરોડપતિ થયાં. રાજુ વખતે વખતે સરોજને ગમ્મત ખાતર કહેતી કેમ ! સરોજ ! હવે પુષ્પોની સુગંધ લેવા જેટલો પૈસો આવ્યો છે !"

સરોજ ઉત્તર ન દેતો.

રાજુ અને સરોજે સેવા ભાવનાનો ત્યાગ ન કર્યો તે ન જ કર્યો. અને તમામ મીલ્કત એણે એજ હોસ્પીટલને અર્પણ કરી અને રાજુનું નામ તે હોસ્પીટલ સાથે જોડાયું.

"રાજુ ફ્રી હોસ્પીટલ."

# પતિની માશુક

દુઃખી વ્યક્તિ જ્યારે પોતાનાં દુઃખ બીજા આગળ ઠાલવે, ત્યારે એના હૃદયનો ભાર ઓછો થાય. મારું દુઃખ સાંભળવા કોઇ તૈયાર ન હતું.

મારા દુઃખની પરંપરા ચાલુજ રહી, અને દુઃખકથા સાંભળવા કોઈ મળ્યું નહિ એટલે મેં મારી વિતક વાત જનતા આગળ જાહેર કરવા આ પગલું ભર્યું.

આ કલંકિત કથા લખતાં મારૂં હૃદય કંપે છે; પણ લખું નહિ તો શું કરૂં?

ગરીબ ઘરમાં ઉછરી હતી, મારા જન્મ પછી ચારજ

મહિને મારા પિતા મરણ પામ્યા અને લગ્ન પછી બે મહિને માતા મરણ પામી.

મારા કુળવાન ગૃહની હું પુત્રવધુ છું. લગ્ન પછી મારા પર દુઃખના મોરચા મંડાયા અને અત્યારે તો મારા પર દુઃખનાં ઝાડ ઉગ્યાં છે. પાડોશીઓ પણ મારા પર પડતાં દુઃખોથી ત્રાસી ગયાં છે. પેટ પુરતું અનાજ પણ ન મળે, પતિ પ્રેમથી વિમુખ અત્યારે હું અસહ્ય વેદનાઓ ભોગવી રહી છું.

મારા જેવી પતિવૃત્તા સ્ત્રીને કોઇ દિવસ ખરાબ વિચાર આવ્યો ન હતો. એક વખત પારકા પુરૂષને હું પત્થર માનતી, આજે પુર્નલગ્ન કરવાના વિચાર પર આવી છું. અરે ! એના માટે રાજી ખુશીથી તદ્દન તૈયાર છું.

આ કથામાં મારા જીવનમાં મેં ભોગવેલા દુઃખોનો થોડોકજ ભાગ લખ્યો છે. મારા પર વિતેલાં વિતક લખવા બેસું તો એક મોટું પુસ્તક થાય. ટુંકામાં માત્ર એટલુંજ કે મેં બહુજ દુઃખ ભોગવ્યું છે, અનેક જાતની અગવડો વેઠી છે, અને મારો આત્મા કહે છે કે, આ સંસાર ભરમાં આવું દુઃખ કોઈને ભોગવવું નહિ પડયું હોય.

દીનદયાળુ, કૃપાસાગર, પરમાત્મા પાસે મારી ખરા જીગરની પ્રાર્થના છે કે, આવાં દુઃખ કોઇને ન આપતો. આ દુનિયામાં દરેક વ્યકિતને હૃદય ભાર ઓછો કરવાનું એકાદ સ્થાન હોય છે. કોઇને માતાપિતા, કોઇને મિત્ર–સહ-ચરી, કોઇને પતિ, કોઇને પાડોશી. મારે માટે ચારે દિશામાં

અંધકાર હતો.

મારા પતિને ઓરમાન મા હતી એના પાસે પૈસાનો તોટો ન હતો. આજકાલ પૈસામાં જે તાકાત છે, તેટલી અન્યમાં નથી. મારા સસરાનાં એ બીજી વારનાં ધર્મપત્નિ. ઘરમાં સુખનાં સર્વ સાધનો હોવા છતાંયે એમાનું મને કશું મળતું નહોતું.

મારા પતિ, તે પણ મારા નહોતા રહ્યા. મારા પતિને મારી સાસુએ એટલે ઓરમાન માએ પોતાના કરી લીધા હતા! પ્રભુ! પ્રભુ! લખતાં કલમ કંપે છે, દિલ ડંખે છે, પણ શું કરું! મારે ન છુટકે લખવું પડે છે કે, જે સંસારસુખ મારા પતિએ મારી સાથે ભોગવવું જોઇએ, સંસારીના-વર-વહુના અનુપમ લ્હાવા મારે લેવા જોઇએ, તે લ્હાવા મારી સાસુ પોતાના ઓરમાન પુત્ર સાથે લેતાં હતાં! ગજબ! સમાજ જાણે છે, અમારી પાડોશના તો શું પણ ગામના અનેક જણ જાણે છે, છતાંયે એના પર ઢાંક પીછોડો કરે છે. આવા વાતાવરણમાં મારા વિચાર કેમ ન બદલાય?

અમારા હિન્દુ સંસારની કેટલીયે જ્ઞાતિમાં છુટાછેડાનો રીવાજ છે. પરંતુ જે જ્ઞાતિમાં છુટાછેડાનો રીવાજ નથી (મારી જ્ઞાતિમાં આ રીવાજ નથી) તે જ્ઞાતિમાં આવા બનાવો બને તો સ્રીને છુટાછેડા કરવાનો શા માટે અધીકાર ન મળે?

મળવોજ જોઇએ.

મારી સાસુ પાસે પૈસા હતા, એ હું લખી ચુકી. એ પૈસાના લોભ ખાતર મારા પતિએ મારા હક્ક છીનવી લીધા

હતા, અને પોતાના સ્વાર્થ ખાતર, પોતાની ઓરમાન માના ભરમાવ્યા એના બની બેઠા હતા.

આઠ આઠ વર્ષ સુધી મેં અનેક જુઠી આશાઓ મનમાં પોશી અને તે સહન કર્યું. પણ મારૂં સ્ત્રી હૃદય આ કયાં સુધી સહન કરે ?

મારા પતિ મારી સાથે વાત પણ ન કરી શકે. અનેક વખત સાહસ કરી મારા પતિને સમજાવ્યા–પરિણામ કંઈજ ન આવ્યું.

દિલને અનેક વખત મનાવતી કે આજ નહિ તો કાલ, પતિ દેવ જરૂર સમજશે. પણ એમાનું કશુંએ બનવા ન પામ્યું.

મારા સસરા વૃદ્ધ હોવાનાં કારણે, મારી સાસુએ આ કુકર્મ કરવા માંડયું હતું. સંસાર સુખ ભોગવવા માટે ન બનવા જોગ બનાવો ઉત્પન્ન કર્યા હતા. પોતાની જુવાનીના વિષય સુખ માટે, એક માતા તરીકેની ફરજ બાજુએ મૂકી તે મારા પતિની માશુક બની હતી.

ત્યારે મારી જુવાનીનો એમને વિચાર સરખોએ નહિ આવતો હોય ? આ સંજોગોમાં હું કયાં સુધી પવિત્ર રહી શકું ? મારી જ્ઞાતિમાં છુટાછેડાનો રીવાજ નથી, છતાં મારે બંડખોર બની એ માર્ગ લેવો એમ મેં મારા મન સાથે નિશ્ચય કર્યો, અને તે માટે કાયદેસર છુટા છેડા કરી મારે પૂનર્લગ્ન કરવાંજ રહ્યાં, મને નહોતું લાગતું કે હું આ જન્મ પવિત્ર રહી શકું !

મારી જ્ઞાતિમાં કોઈ પરણવા તૈયાર તો નહિજ થાય. ન છુટકે મારે અન્ય જ્ઞાતિમાં આશરો લેવોજ પડશે.

હિન્દુ જાતિ જો મારો સ્વીકાર નહિ કરે તો મારે ઇંદ્રાવતીનું આયશાબ્રુ કે અમીના બેગમ બનવુંજ પડે ને ?

અમારી જ્ઞાતિ ગુપ્ત વ્યભિચારને પોષે છે—પાળે છે. હું પણ તેમ કરી શકત પણ—એ વિચારની હું નથી.

સમાજ મને ત્યાગે કે હું સમાજનો ત્યાગ કરૂં એ બધું હું સહન કરવા શક્તિવાન છું, પણ ગુપ્તપાપાચાર સેવવા હું બીલકુલ તૈયાર નથી.

દરેક સારી યા ખરાબ વાત, તેની હદ હોય છે. હદ બહાર જાય એનું નામ મર્યાદા મૂકી કહેવાય.

મારાપર પડતા દુઃખોની પણ હદ ન રહી અને તેથી મેં છુટા છેડા કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. અનેક વિચારોને અંતે મેં જ્ઞાતિના આગેવાનોને એટલે કે પટેલોને મારી કથા લખી મોકલી અને છેવટમાં જણાવ્યું કે મારો નિકાલ થવોજ જોઇએ—પણ મારી કોને પડી હોય! અને એ વાતને અઠવાડીયું સ્હેજે પસાર થઈ ગયું. જ્ઞાતિના પટેલો જો નિયમસર કાર્ય કરનારા હોય, એમનાં જીવન શુદ્ધ હોય, નિષ્પક્ષપાત પણે કાર્યો કરતા હોય તો આમ બનવા ન પામે. પણ અત્યારે એ બધું કહેવાનો સમય નથી. એમના જીવન માટે કોઇને માન નથી.

હમણાં તો મારીજ કહાણી મને કહેવા દો.

* * *

આખરે મેં મારો વિચાર પાર પાડયો. હું છાનીમાની

નાસી જાઉં એ મને નહોતું ગમતું, એટલે મારી ઇચ્છા વિરૂધ્ધનું કાર્ય હું કેમ કરૂં ?

સવારના સર્વ ચા પીતા હતા. હું મારા પિયરના બે જોડ સાદાં લુગડાં લઇ, સાસુ પાસે આવી. મેં કહી દીધું કે-

"બાઇજી ! હું જાઉં છું."

મારા બાઇજીએ મને શું જવાબ આપ્યો તે સાંભળવો છે ? સાંભળો-" ક્યાં ! કુવે પડવા ?"

જોયું ને ! મારા માટે કેટલું હેત; મેં કહ્યું, "મારો વિચાર કુવે ·પડવાનો નથી, પણ આ ઘરમાં વધારે વખત રહી મારા જીવનનો અંત આણુવા નથી માગતી. મારા પતિને તમોએ તમારા કર્યા તે બધું બહુ સહન કર્યું-" મને વધારે બોલવા ન દીધી.

કજીઓ વધી પડયો. પાડોશીઓ ભેગાં થઈ ગયાં. પાડોશીઓ બીચારા મારી દયા ખાતાં હતાં. પણ એમનું શું ચાલે ?

સાસુજીને હું ચાલી જાઉં તે માટે જરાએ વાંધો ન હતો, પણ જે સત્ય વાત મેં આટલા બધાં સમક્ષ જાહેર કરી તે ખુંચતી હતી. એટલે કજીઓ પતાવવા ખુલ્લા શબ્દોમાંજ કહી દીધું, "બારે ભાગોળ મોકળી પડી છે, તારે જ્યાં જવું હોય ત્યાં જા."

હું ચાલી નીકળી. ,મને રોકનાર કોઇ ન હતું. મારી રહેવાની ઈચ્છાજ નહતી.

અમારી પાડોશમાં એક વૃધ્ધ રહેતા હતા. તેમને મારી પર દયા આવી હોય કે ગમે તે હોય, પણ તેમણે મને ન

જવા માટે સમજાવી અને પોતાને ત્યાં થોડો વખત બેસવા કહ્યું.

મારા વિચારો તદ્દન ફેરવાઇ ગયા હતા. હવે તો સમાજની ખોટી લાજ-શરમનો ત્યાગ કર્યો હતો.

ડોસાએ બતાવેલી લાગણી માટે મેં તેમનો ઉપકાર માન્યો -મારા હૈયામાં એના ઘરની વાત હતી. પણ હોઠે આવી પાછી ચાલી ગઇ.

જે ઘરની સ્ત્રી આઠ કે પંદર દહાડા મુસલમાનના ઘરમાં રહી આવે, એનો કશા પણ પ્રતિબંધ વગર જ્ઞાતિ સહકાર કરે એ જ્ઞાતિમાં રહેવા કરતાં એ જ્ઞાતિથી પર રહેવું મને વ્યાજબી લાગ્યું. આવા કૃત્યથી ભ્રષ્ટ થએલા ડોસાના ઘરમાં કેમ રહી શકાય ?

સ્ટેશન પર આવી મેં......ટીકીટ લીધી. સીધી-આર્ય સમાજના મંદીરે ગઇ, ત્યાંના સેક્રેટરીને મળી.

આહિંથી મેં મારા ધણીને નોટીસ મોકલી.

પણ જવાબમાં સમાચાર મળ્યા કે મારા પતિ મારી ઓરમાન સાસુ-તેમની માશુકની ઇંદ્રજાળના ભોગ બની સ્વર્ગે પહોંચ્યા હતા. મારી સાસુએ લોકોમાં વાતો ફેલાવવાથી મારા પતિનેજ મારા નાસી જવાનું કારણ માની રસ્તામાંથી દૂર કર્યા હતા.

વાંચક ! હાલ હું એક કન્યાશાળામાં શિક્ષીકા છું અને આર્યસમાજના આશરા હેઠળ લગ્નગ્રંથીથી જોડાઇ આજે એક બાળકની માતા બની સુખી જીવન ગુજારૂં છું.

—:o:—

## મારૂં નામ ઝમકુ

મારૂં નામ ઝમકુ. આવું કાઠીઆવાડી નામ તમને ગમશે ? કાઠીઆવાડમાં નાની ઉંમરે પરણવું, એ સાધારણ વાત ગણાય છે. અને એ હિસાબે મને પણ મારા માબાપે નવ વર્ષે પરણાવી.

હું પણ મારા ઢીંગલી-ઢીંગલાને પરણાવતી-મારી બેનપણીઓ અને હું અરસપરસ વેવાણો બનતી, એટલે જ્યારે મને પરણાવી ત્યારે મને તો એમજ લાગ્યું કે મારા મા-બાપને આટલી ઉંમરે ઢીંગલે રમવાનું મન થયું છે, અને તેથી તેઓ મને ઢીંગલી તરીકે કોઈ ઢીંગલા સાથે પરણાવે છે.

સત્ય કહું છું કે એજ ખ્યાલ મને તે વખતે હતો.

પણ અમારી રમતમાં જે ન બનતું તે મારા માટે બન્યું. અને તે એ કે મારે મારા બાપનું ઘર છોડી પરઘરે જવું પડ્યું.

મારી બેનપણીઓમાં કેટલીક મોટી હતી. જેમાંની એક સાથે મને બહુ બનતું. તેનું નામ મંછા. તેણી પરણી ચુકી હતી. એણે એના પતિપ્રેમની, મુંબઇના જીવનની અનેક વાતો કરેલી. એ બધી તો નહિ પણ થોડી ઘણી યાદ હતી. હું પણ તેવાં સ્વપ્નો સેવતી પણ મારે માટે એવું સરજાયેલું નહતું.

મને પરણ્યાને આજકાલ કરતાં સાત સાત શિયાળા પસાર થઇ ચુક્યા હતા. અને અમો એ મોસમમાં ગાતા કે

સખિ આવ્યો રે કારતક માસ
કે ટાઢડી ચમકી રે

એ ટાઢ ઉડાડવાને વસ્ત્રો હતાં, પણ દિલની ટાઢ ઉડાડનાર એ દિલદાર ક્યાં હતો? હું રૂપાળી ન હતી, પણ લોકો કહેતા કે "તું કાળી છે છતાંયે તારી આંખો કાતીલ છે." મને આ વાતની જરાયે ખબર ન હતી. પ્રતિઉત્તરમાં હું હસતી અને કહેનારની સામે જોઈ રહેતી. આટલા વખત દરમ્યાન હું એકાદ બે વખત શ્વસુર ઘરના લહાવા લઇ આવી હતી.

માતા પિતાના છત્ર નીચે મેં મારૂં જીવન સુખ અને સંતોષમાં વિતાવ્યું, પણ સર્વ દિવસો સરખા કોઇના પણ ગયા છે, તે મારા જાય?

અમારા નાના ગામડામાં રંગીલું છબીલું એ નામનું દરદ આવ્યું, સોથ બોલાવ્યો, રોજ ચાર પાંચ અને આગળ

વધતાં વધતાં રોજના દસ બાર મૃત્યુ થવા લાગ્યાં.

નાના ગામડામાં મરણની આટલી સંખ્યા ત્રાસ બોલાવે એ સહેલાઇથી સમજી શકાય તેવી વાત છે.

અને રંગીલા છબીલામાં મારા મા અને બાપ બન્ને એક એક દહાડાને અંતરે મરણ પામ્યાં. મારા મામા મને આવી તેડી ગયા અને હું મોસાળ ગઇ.

મે અને મેમાન કેટલા દિવસ ?

૨

આજે મારા આનંદનો પાર ન હતો. દિલ હસું હસું થઇ રહ્યું હતું. મુંબઇ આવી હું નાના ગામડામાં રહેનારી ત્યાંના મોટા શહેર જોયા વગર પહેલ વહેલી મુંબઈમાં આવી. મને તો એમજ થયું કે, કથાઓમાં મેં સાભળેલું કે ઇંદ્ર ભગવાનને ત્યાં બહુજ શોભા હોય છે, તેનાં વર્ણનો મેં સાંભળેલાં એટલે પ્રથમ મને એમજ થયું કે આજ ઇંદ્રપુરી. હું અજાણી હતી, છતાં તુરતમાં મારા પાડોશીઓમાં એકાદ બે દિવસમાં ભેળાઇ ગઇ. પાડોશણોનાં લૂગડાં જોઇ મને શરમ થવા લાગી. એની ટાપ-ટીપ જોઇ ધારે ધારે હું પણ વાળને તેમ ઓળવા લાગી. નવી સાડી અને નવા પોલકાં વસાવ્યાં. અને થોડાજ વખતમાં હું એ સર્વમાં ભેળાઇ ગઇ.

મારા પતિદેવ ચાલીસ કે બે ચાર વધુ એમ કંઇક પગાર લાવતા. તેમાં અમો કરકસરથી રહેતાં.

હવે મને કોઇ ગામડાની ગમાર ન સમજે હો ? હવે તો હું ભૂલેશ્વર કે ભોઇવાડામાં બંગડી પહેરવા એકલી ચાલી જતી.

આગળ કે પાછળનો વિચાર કર્યા વગર ધણીના ટુંક પગારમાં ધાર્યાં કરતાં જરા વધારે ખરચ કરતાં શીખી ગઇ છું એ વિચાર મને મોડો મોડો પણ આવ્યો.

મારી પાડોશમાં બધા સાધારણ સ્થિતિના રહેતા હતા. અમારા નિચલા માળે દિવાનખાનામાં એક અમારીજ તરફના કાઠીઆવાડી ગૃહસ્થ રહેતા હતા.

એમની ગણના શેઠમાં થતી હતી એમની પત્નિને અને મારે બેનપણાં હતાં. દિવસનો ઘણોખરો વખત હું ત્યાંજ ગાળતી સીનેમા જોવા તો હું એમની સાથેજ જતી.

આવા સુખના દિવસો હું પસાર કરતી, છતાં મારે મન એકજ દુઃખ હતું. તે એજ કે હું જ્યાં રહેતી હતી તેને લોકો કાતરીયું કહેતા હતા.

બીજાની રૂમો, દિવાનખાનાંઓ જોઇ મને એવી જગ્યામાં રહેવાની બહુજ ઇચ્છા થતી.

હું મારા પતિદેવને એ બાબત અનેક વખત કહી ચુકી તેઓ બહુજ ધીમું બોલતા અને ઉત્તર આપતા.

"જો શું !" આથી વધારે શબ્દો હું સાંભળવા ન પામતી.

અમારા કાતરીઆમાં ચંપા, રંભા, ચંદ્રિકા, કાન્તા અને શાન્તા દિવસના વખતે ખુબ આનંદ કરતાં અમારા આનંદમાં ભાગ લેવા માટે નીચેવાળા કનુ બેન પણ આવતાં.

દિવસના બાર વાગ્યા પછી અમારા માળામાં-કાતરીયામાં ત્રીયારાજ સ્થપાતું, અનેક પ્રકારના ભાષણો થતાં, નાસ્તાઓ

થતા, ભેળવાળા ભૈયાને વકરો કરાવતાં. આ લત મને પણ લાગી.

અમારી મંડળીમાં નાસ્તા કરાવવાના વારા આવતા. સૌ સૌના ગજા પ્રમાણે ચવાણું લેવાતું.

આવા નાસ્તા પછવાડે મારે ભેળવાળા ભૈયાનું ચારેક રૂપિયાનું દેવું થઇ ગયું.

આ રકમ મારે કયાંથી આપવી એ વિચારે હું મુંઝાણી. એકાદ વખત તો વિચાર આવ્યો કે, પતિદેવના ખીસ્સામાંથી ચોરી કરૂં. પણ એમ કરવા મન તૈયાર ન થયું. પતિદેવ પાસે માંગવાના વિચાર પર આવી.

હું જુઠું બોલી. પાપના પહેલા પગથીઆ ઉપર પગ મૂકયો. મેં કહ્યું, "નાથ! બંગડીઓ માટે બે ત્રણ રૂપિઆની જરૂર છે."

આમ હું અનેક વખત માગતી. પરંતુ હમણાં હમણાં કરકસર કરવાના વિચાર ઉપર ઇ....આવેલા હોવાથી–સ્હેજ મારે રકઝક કરવી પડી. એક અસત્યને સત્ય સ્થાપવા સારૂં કેટલાએ ખોટાં બ્હાનાં બતાવવા પડયાં.

પૈસા તો મને મળ્યા. પણ બંગડી બંગડીને ઠેકાણે રહી. અને એ પૈસા મેં ભેળવાળા ભૈયાને આપ્યા. સાંજના પતિદેવ પધાર્યા. કોઇ દિવસ નહિ ને આજે પૂછયું—

"જોઇએ કેવી બંગડી લાવી?"

હું શું જવાબ આપું? પાપના પ્રથમ પગથીએ પગ દઇ ચુકી હતી એટલે મને એ ભય ઓછો થયો હતો. મેં આંખમાં

પાણી લાવી, સાડીનો છેડો હાથમાં લઇ, આંખ લૂછતાં લૂછતાં કહ્યું, " તમોએ તો પ્રેમથી મને પૈસા આપ્યા પણ કોણ જાણે કે મારા નશીબમાં બંગડી નહિ લખી હોય તે પહેરીને આવી કે તરતજ નંદવાઈ ગઇ." આટલું કહી મેં ડુસકાં ભરવા માંડયાં મારી કળામાં હું જીતી એમ મને લાગ્યું.

" કેમ કરતાં નંદવાઈ ?"

" બળ્યું, મારા નશીબમાંજ નહિ, નહિંતર આમ કાંઇ બને ! બંગડી પહેરીને ઘેર આવી. મને એમ થયું કે, લાવને પાણી ભરી આવું, તે ડોલ લઈ નળ પર ગઇ. ત્યાં મોરીમાં લપસી પડી, અને બંગડી નંદવાણી વાગ્યું તે નફામાં."

આ કીસ્સો આબાદ પાર ઉતરી ગયો, અને તે દિવસથી મારા વિચારો પણ ઉતરવા લાગ્યા. ઉતરતા-હલકા વિચારો દિલ ઉપર તરત અસર કરે છે-એક પાપ ન પકડાય એટલે આગળ વધવાનું મન થાય છે.

સારાં કપડાં પહેરવાની ઇચ્છા હવે થવા લાગી. પંદર પંદરનું પોલકું કયારે પહેરૂં, એજ વિચારો આવતા.

( ૩ )

મારી નાનપણની સખી મંછા મુંબઇમાં રહેતી હતી, એ વાત તો તમો જાણો છો. આટલા વખત દરમ્યાન તે એકાદ બે વખત મારે ત્યાં આવી હતી. તે હાલ પ્રથમ તો ઘાટકોપર રહેતી, પરંતુ હમણાં તે મુંબઈ આવી હતી.

એનો સહવાસ વધવા લાગ્યો. મારા પતિરાજ નોકરી પર ગયા પછી હું મંછાને ત્યાં જતી. મંછાનો ધણી સાધારણ

સ્થિતિનો હોવા છતાંયે એના ઘરમાં શોભા સારી હતી. મંછા મારી આગતાસ્વાગતા સારી કરતી.

એક દિવસ બપોરના હું મંછાને ત્યાં બેઠી હતી. માત્ર અમો બે જણીઓજ હતી. ખોલીનું દ્વાર ખુલ્લુંજ હતું, ત્યાં એક યુવાને આવી પુછ્યું.

"કેમ દાસભાઈ છે કે?"

હું તો એના ચ્હેરા તરફ જોઈજ રહી. મંછાએ તરતજ જવાબ આપ્યો.

"ઓહો તમો ક્યાંથી? આવો–આવો–ઘણા દિવસે આવ્યા."

યુવાન અંદર આવી અમારી સામે પડેલી આરામચેરમાં પડયો અને કહ્યું.–

"આંહિથી નીકળ્યો હતો એટલે મનમાં એમ થયું કે ચાલ મળતો જાઉં. જો હોય તો."

પછી યુવાને મારા તરફ જોઈ કહ્યું,

"તમો આંહિ ક્યાંથી?" હું જવાબ આપું તે પહેલાં તો મંછા વચ્ચે બોલી. "એ તો આંહિજ હોયને, તમારાજ માળામાં રહે છે. ઉપર કાતરીયામાં, તમારી સ્ત્રીને અને તેને બહુજ બ્હેનપણાં છે." પછી મારા તરફ મંછા જોઈ બોલી "કેમ?"

મેં જવાબ આપ્યો.

"કેમ ન ઓળખીએ. એમને ત્યાં તો હું અવાર નવાર જાઉં છું. પણ તેઓ વખતેજ દેખાય."

મારાં સાદાં વસ્ત્રો તરફ જોઇ દયા બતાવતા હોય તેવા ભાવ સહીત એ યુવાને કહ્યું.

"ઝમકુ! તારાં આવાં વસ્ત્રો તને કેમ ગમે છે?"

"ગરીબી એ ગમાડે છે." મેં કંઇક લાચારીથી જવાબ આપ્યો.

આવી આવી અનેક વાતો થઇ. છેવટે મંછાએ મારા કાનમાં એકાદ બે વાતો કરી.

બીજે દિવસ વખત મેળવી હું મંછાને ત્યાં જનાર છું, રાત ત્યાંજ રહેવાની છું, એવાં બ્હાના બનાવી મંછા સાથે પેલા યુવાનને લઇ હું ઘાટકોપરમાં બે રાત્રી ગાળી આવી.

પાપ કર્યાં પછીજ પસ્તાવો શરૂ થાય છે. પણ એ ઝાઝો વખત રહેતો નથી. આપણી જરૂરઆતો પુરી પાડવા માટે ફરી વખત એવા પાપમાં પગ મૂકવો પડે છે.

હવે હું પાવરધી બની હતી. કાતરીયામાં મારો સીક્કો પડતો હતો. સૌ કોઇ મારા તરફ લાલસામયી નજરે જોતું, જુવાનીઆઓ મારૂં કામ કરવા ખડે પગે તૈયાર રહેતા. ઝમકુની સ્નેહ દૃષ્ટિ એમને મન સુખનો સાગર હતો. પૈસાની પણ હવે રેલછેલ હતી. પાડોશમાંથી બેચાર સખીઓ મારા પંથે પડી હતી.

મારા પતિદેવ બધુંએ જાણતા પણ આંખ આડા કાન કરતા. અને મને ચોક્કસ ખાત્રી છે કે સમાજના ઘણાખરા ભાગમાં કેટલાયે આંખ આડા કાન કરતા હશે! હું બધું સમજતી હતી કે મુંબાઇનાં જીવનેજ મને આ પાપની ઉંડી ગર્ત્તામાં ધકેલી દીધી હતી.

અમારા જેવા ગરીબોએ શ્રીમંતના પાડોશમાં રહેવું એજ પાપ.

એમના વૈભવો, જોઇ અમારી વાસનાઓ સતેજ થાય-એ સુખ મેળવવા માટે અમારે કાળાં ધોળાં કરવાં પડે.

યુવાનો પોતાનો હવસ સંપૂર્ણ કરવા ખાતર બાદશાહી ખડી કરે. કેટલાયે ગમ વગરના અમારા વાસ્તે કરજ કરે અને છેવટે આપઘાતઃ

આવા બનાવો અનેક બનતા હશે. મારા પાપનો પોકાર કરવા માટે આ વાત મારે લખવી પડી.

બ્હેનો ! શ્રીમંતોનો શોખ જોઇ, એની ગાડી વાડીમાં મોહ ન પામશો. પણ તમારી સુખી અને સંતોષી ઝુંપડી પસંદ કરજો. દિવાનખાનામાં રહેવાની કે સારા વસ્ત્રોની ખાએશમાં તમારૂં શિયળધન ગુમાવશો નહિ.

આવા સદ્ વિચારોનો મારામાં સંચાર થતાં મેં મંછાની મૈત્રીનો ત્યાગ કર્યો.

મારા પતિદેવની પાસે મેં માફી માંગી અને એ કાંદા-વાડીનું કાતરીયું છોડવાના વિચાર પર આવી.

દેશમાં આવી મારા પતિદેવે સાધારણ દુકાન નાંખી. અમો દંપતિ સુખી જીવન ગુજારતાં હતાં. હવે અમને મુંબઇ કે કાંદાવાડીનું કાતરીયું યાદ આવતાં નથી.

## એકજ સ્પર્શ અને..........?

મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે, આ શરીરને આવી સ્થિતિમાંથી પસાર થવું પડશે! જીવનને વેડફી નાંખવું પડશે! જીન્દગાની ધુળધાણી કરવી પડશે! ચામ વિક્રય કરી શરીર વેચી મારે આજીવિકા મેળવવી પડશે!

અને આ કામ કેમ બન્યું, કેમ બનવા પામ્યું? પણ બીજાને શા માટે દોષ દઉં! વાંક મારા કર્મનોજ.

જ્યાં રક્ષક ભક્ષક બને ત્યાં બીજું શું બને! વાડજ ચીભડાં ગળે પછી વાંક કોનો રહ્યો! મારા પોતાનાએ જ્યારે મારાનું કામ કર્યું ત્યાંથી કેમ છુટાય!

કર્મકાંડી માતા-પિતાને ત્યાં જન્મ લીધો, સુખ અને સંતોષમાં રહેતા માતા-પિતાની છાપ તેના છોકરાઓમાં આવે છે. ઘરમાં હું ડાહી ગણાતી. બા અને બાપા મને ખુબ પ્રેમથી રાખતા. બે અક્ષર વાંચતાં લખતાં પણ શીખી અને ઉમર લાયક થઇ એટલે મને પરણાવી સાસરે વળાવી.

મારા સસરા પણ કર્મકાંડી અને રાજ્યગુરૂ હતા. પાંચમાં તેમની છાપ પડતી.

મારા પતિરાજ એટલે ! એમને હું ઘણીવાર કહેતી—

"તમે મારા દેવના દિધેલ છો !"

એમનું સુન્દર સ્વરૂપ જોઇ કેટલીએ સ્ત્રીઓ મનમાં ને મનમાં બળી મરતી. એ કથા વાંચતા ત્યારે મુખમાંથી અમૃત ઝરતું હોય એમ મને લાગતું. અને સૌને પણ તેમજ લાગતું હશે, એમ હું માનતી. મને આમ માનવાને કારણ હતું-તે એ કે જ્યારે જ્યારે તેઓ કથા વાંચતા ત્યારે સર્વત્ર શાન્તિ પથરાઇ જતી. સર્વ કોઇ એકીટસે કથા સાંભળતું.

અમે બે મળી એક બન્યાં હતાં. ગણીત શાસ્ત્રીઓના આંકમાં કહ્યું છે કે-એકને એક બે-પણ અમે તો એકને એક એકજ રહ્યાં હતાં. આવી રીતે એ ગણીત કર્ત્તાંને જુઠા પાડી અમે મલકાતાં. મારા નાથ ઘણીવાર કહેતા,

"હું તું થયો તું હું થઈ, હું દેહ તું આત્મા બની."

અને રાત્રીની રાત્રીઓ આવા આનંદમાં પસાર થતી

સંસારના છળકપટ અને કાવાદાવાથી હું પર હતી. હું મારી જાતને બહુજ સુખી માનતી. કેટલીક પાડોશણો મારા સુખની-પતિ સુખની અદેખાઇ કરતી. દીઅર કે નાની નણંદ

ન હતા, માત્ર એક જેઠાણી. પણ ઓ નસીબ ! આવા સુખી દિવસો વિધાતાને ન ગમ્યા.

એક નાના રજવાડામાં કથા વાંચવાનું આમંત્રણ આવ્યું. તેમાં આગ્રહ કરી મારા પતિનેજ મોકલવાનું લખેલું.

મેં રોકાઈ જવા માટે મારા પતિ પાસે અનેક પ્રસંગો ઉભા કર્યાં, પણ આજીવિકાનાં સાધનને માટે જવુંજ જોઈએ. વળી ગરાસરદાર રાજા કહેવાય, એ પૈસાની પ્રાપ્તિ થાય, આવાં અનેક કારણોથી હું મારા પતિને ન રોકી શકી અને તેઓ ગયા.

તેમના ગયા પછી બીજી રાત્રે મને ભયાનક સ્વપ્ન આવ્યું.

સ્વપ્ન વિષે મેં કંઈક સાંભળેલું. અર્ધ સત્ય હોય એમ ઘડીભર વિચાર આવ્યો–મનને મનાવ્યું કે સ્વપ્ન ! અને મનમાં એકજ વિચ ર આવ્યો—

"જીવ તું શીદને ચિંતા કરે......"

સ્વપ્નાં તે કંઈ સાચાં પડતાં હશે ? એ ખ્યાલ મનમાં આણી મનને સંતોષ્યું—વાતને ભૂલી જવા પ્રયત્ન કર્યો.

પણ મારા માટે સ્વપ્નાં સાચાં પડયાં અને પાંચમેજ દહાડે એક સીગરામ ગાડી સાંજના અમારા ઘર આગળ આવી ઉભી રહી. હું તો ઘરમાં હતી. મારા સાસુ સસરો અને જેઠ સીગરામમાંથી કોઈને ઉતારી લાવ્યા અને એક ખંડમાં પલંગપર એમને સુવાડયા.

મારા સાસુ સસરાએ એમને સુઈ જવાનું કહ્યું. અને બધા બહાર આવ્યા–હું જેઠાણીને જાહેર કરી અંદર ગઈ—

મારી આંખો આંસુથી ભરેલી હતી. હું રોઇ નહોતી શકતી.

મેં ચરણ દબાવ્યા. માથું દબાવ્યું, અરધો કલાક મેં સેવા કરી—

એકાએક જાગ્રત થાય તે રીતે તેઓ ઝબકી ગયા અને બોલી ઉઠયા–" મને જવા દયો " હું એમને કપાળે હાથ મૂકી બોલી,

"નાથ કયાં જવું છે ? હું તમારી પાસેજ છું."

બધું શાન્ત થઇ ગયું. એમણે મારા તરફ જોયું, એકીટસે સાતેક મિનિટ જોયા કર્યું. મારા જેઠાણી અંદર આવ્યાં એટલે લોક લજ્જાને માન આપી હું બહાર ગઇ. થોડીવારે એક પછી એક ગામના લોકો જોવા આવવા લાગ્યા.

* * *

રાત્રીના એકના સુમારે હું–અને મારા પતિ ખંડમાં એકલાંજ હતાં–સાસુ તથા જેઠાણી સુઇ ગયાં હતાં. મારા પતિ લથડતા અવાજે બોલ્યા !—

" મને છાતીમાં બહુ દુઃખ થાય છે ! "

મેં શેક કરવાનું કહ્યું અને અગ્નિ લેવા બહાર નિકળતી હતી ત્યાં મારો પગ મારા સાસુના પગને અડકી ગયો. તેઓ જાગ્યા. મેં વાત કરી- તેઓ પલંગ પાસે ગયાં, મને પાછી બોલાવી, તેમની આંખ આંસુથી ભરેલી હતી. જેઠાણી જાગ્યાં –સસરાજી આવ્યા–જેઠ આવ્યા બધા રોતા હતા–મેં રોવા માંડયું.

માણસ આમ મરી જતું હશે એ મને ખબર ન હતી. મેં આજેજ જાણ્યું કે મરણ તે આ.

બધાં રોતાં હતાં. હું રોતી બંધ થઇ ભાનશૂન્ય બની ગઇ હતી. તમામ કંઇક કામે વળગ્યા. કોઇ કંઇ લાવે તો કોઇ કંઇક. હું તો ફાટી આંખે, ખુલ્લે મોંએ, મારા સ્વામીને જમીન પર સુવાડયા હતા ત્યાં એમના મુખ તરફ એકીટસે જોઇ રહી હતી. ત્યાં તો સ્વામીના દેહને અગ્નિ સંસ્કાર કરવા લઇ ચાલ્યા. તેઓ ગયા તે ગયા.

(૨)

અને દોઢ વરસ પસાર થઇ ગયું. મારા પતિના મરણ પછી અમારા કુટુંમ્બમાં ઘણા બનાવો બન્યા, મારાં જેઠાણી સ્વર્ગે સિધાવ્યાં.

જેઠની ઉમર તો આડત્રીસ હતી, પણ એમનો વિચાર લગ્ન કરવાનો ન હતો. કન્યા મળે કે કેમ એ પ્રશ્નમાં શા માટે ઉતરવું ?

હું આખો દીવસ ઘર કામ કરતી, અને જેઠના ન્હાના બચ્ચુને રાખતી, તેનેજ મારા પુત્ર સમ ગણી મારૂં બાકીનું આયુષ્ય વિતાવતી.

બચ્ચુની બા ગુજરી ગયા પછી બચ્ચુ મારી પાસેજ રહેતો. મારો જીવનક્રમ મેં બહુ નિયમીત કર્યો હતો; પરોઢીએ ઉઠી પાણી ઉનું મુકતી, પૂજાનાં ઠામ સ્વચ્છ કરતી, દંતધાવન શૌચ વિગેરે ક્રિયાથી પરવારી સસરાજી તથા જેઠના માટે પુજા સામગ્રી તૈયાર કરતી, ઘૃતના દિવા પૂરી રાખતી—ત્યાં તો સાસુજી જાગે અને ન્હાવાની તૈયાર કરી નહવડાવે—

સસરો-જેઠ પૂજામાં બેસે. હું નીચે આવી ગૃહકાર્યમાં રોવાઇ જતી.

*   *   *

બે વરસના વાયરા વાઇ ગયા. સંચાની માફક મારૂં શરીર ગૃહકાર્ય કરવામાં નિયમ મુજબ ચાલતું.

એક સવારે જેઠ પૂજામાં બેઠા પછી હું નીચે ગઇ—. મને એમજ ખ્યાલ રહી ગયો કે દિવામાં ઘી પુર્યું જ નથી.. આ શંકાએ મારે ઉપર જવું પડયું. હું ઉપર ગઈ, દીવો તો બળતો હતો. પણ ઘી ઓછું હતું. મેં ઘી પુર્યું. વાટ જરા સંકોરી અને ઉઠતાં મારો હાથ મારા જેઠને અડકી ગયો —બે વરસ પછી પુરૂષના શરીરનો આ પ્રથમ સ્પર્શ થયો— તે સ્પર્શે મારામાં અજબ સંચાર પેદા કર્યો, મને ભુતકાળ યાદ આવ્યો, પણ તરતજ એ બધું ભુલી જવાનો પ્રયત્ન કર્યો અને હું ભૂલી પણ ગઈ.............

આ બનાવ પછી મેં લાજ કાઢી હોય, ઉપર કામ કરતી હોઉં ત્યારે જે જેઠ નિચેજ બેસી રહેતા તે ઉપર લાગ સાધી આવતા અને મને દિલાસાના શબ્દો દેતા.

એક બપોરે ઘરમાં કોઇ ન હતું. સાસુજી કથા સાંભળવા ગયાં હતાં. સસરાજી બજારમાં ગયા હતા, નાનો બચ્ચુ સુઇ ગયો હતો, ત્યાં જેઠ બહારથી આવ્યા. હું અંદર ઓરડામાં બેઠી બેઠી રામાયણ વાંચતી હતી. જેઠ ધીમે પગલે મારી પાસે આવ્યા અને પાછળથી મારા ખભાપર હાથ મૂકયો. હું દાઝી હોઉં તેમ ઉભી થઇ, જેઠ સામે જોયું. તેમની આંખમાં કામાગ્ની ઝગહળતો હતો. હું કાંઇ બોલું ત્યાં તો તેમણે

મારો હાથ પકડયો, અને મને પાસે ખેંચી. મેં તેમના પંજા-માંથી છુટવા ઘણો પ્રયત્ન કર્યો પણ મારા સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા.........અને.......અને..........મારૂં શિયળ ધન ગયું. ત્યારથી મારા જીવનમાં અનેક ફેરફાર થઇ ગયા. અનેક વખતથી રોકી રાખેલી વાસનાઓ પ્રબળ પ્રવાહથી બહાર નીકળી આવી. જેને હું પ્રથમ પાપાચાર માનતી તેમાં હવે હું આનંદ માનવા લાગી. તેનાં સ્વપ્નાં સેવવા લાગી.

મારા દિલમાં એક નવીજ ઇચ્છા પ્રદિપ્ત થઇ. મને માતા થવાના કોડ થયા અને એ ઇચ્છા પૂર્ણ કરવા હું પાપાચારના છેલ્લા પગથીઆં સુધી ઉતરી.

* * *

મને ગર્ભ રહ્યો. સાસુ સસરો જાણી ચુકયાં. ગામમાં વાતો થતી તે મને મારી પાડોશણ વાલીબાઇ કહેતાં.

એક કમનસીબ પળે સસરાજીને કાર્યનો કોણ વિધાતા છે એ પણ જાણ થઈ.

હું મનમાંજ આનંદ પામતી કે હું માતા થઇશ, મારા બાળકને વ્હાલ કરીશ, પણ તે બધીય ઇચ્છાઓ મારા મનમાંજ રહી. એક દિવસ મને કાંઇક પાવામાં આવ્યું; મારા ગર્ભને પાડી દેવામાં આવ્યો. હું સમાજમાં હલકી ગણાઉં તેટલા માટેજ આ કામ કરવામાં આવ્યું. હું મનમાં ઘણીજ પરિતાપ પામી. ફરીથી મારી ઈચ્છા ફળીભૂત થાય તે માટે અમારો પાપાચાર ચાલુજ રહ્યો અને ફરી પાછી હું ગર્ભવતી થઇ.

મેં આ વખતે ઘણી સાવચેતી રાખી પણ આ વખતે પણ આગળ માફકજ મારી જાણ બહાર મારો ગર્ભપાત

કરવામાં આવ્યો; હવે મેં નિશ્ચય કીધો હતો કે મારા ગર્ભને નહિ મારવા દઉં-મારા ગર્ભને શા માટે મારી નાખવો પડે! અને મેં હવે એમજ હઠ લીધી. ઘરમાં કંકાસ થયો, મને અનેક જણે સમજાવી. ગામમાં મારી વાતો થવા લાગી; પણ હવે હું નફ્ફટ બની હતી.

મેં જ્ઞાતિના પટેલોને મારો કીસ્સો લખી મોકલ્યો, જુવાનીઆઓને જાણ કરી, પણ વ્યર્થ:

જ્યાં સુધી હું પાપની ભાગીદાર બનતી હતી, મારા ગર્ભનો નાશ કરતી હતી, ત્યાં સુધી ઘરના અને બહારના સૌ કોઇ મને ધર્મીષ્ટ સમજતાં.

મેં ખુલ્લા શબ્દોમાં જણાવી દીધું કે હવે હું વધારે પાપમાં પડવા માંગતી ન હતી.

સમાજમાં ગુપ્ત પાપાચાર કરવાની છુટ છે, ગર્ભપાતો કરનારા ખુલ્લે બાઝાર, અરે બાઝાર, સમાજમાં ભાગ લઇ શકે છે, અને ગર્ભનું રક્ષણ કરનાર-એને બચાવનાર પાપી ગણાય છે.

હું પણ મારા નિશ્ચયમાં મક્કમ હતી. મારો હેતુ પાર પાડવા સાસુ સસરાનું ઘર તજી મારા પિતા આગળ ગઈ, તેઓ પણ મને રાખવા તૈયાર ન હતાં, તેમણે તો મને એક ટંક રોટલો સુદ્ધાં પણ ન આપ્યો-તેમણે પણ ગર્ભપાત કરી નાખવાની સલાહ આપી.

આવા ધર્મી માતા પિતા-સાસુ સસરાના વિચારો જોઇ, તેમની સમાજ ભીરૂતા તરફ મને દયા આવી-સમાજ પર તિરસ્કાર આવ્યો.

મેં પાસેના ગામમાં જવા વિચાર કર્યો. ત્યાં દરેક જાતની સગવડ છે, એમ હું જાણતી, ત્યાં ગઈ.

હોસ્પીટલનો આશરો લીધો અને મારા ગર્ભને મેં બચાવ્યો.

*　　　　*　　　　*

હું નિશાળ ભણાવું છું, મારો બચ્ચુ ચાર વરસનો થયો છે, એનામાં પૂર્ણ સંતોષ છે.

કેટલીએક મુદત પછી મારા સાંભળવામાં આવ્યું કે મારા જેઠ અકાળે મરણ પામ્યા. સાસુ પણ પંચત્વ પામ્યાં અને સસરાજી ક્ષયનાં બીમારી થયા- મારા જેઠનો બચ્ચુ ગાંડો થઈ ગયો.

આ બધા બનાવો બન્યા પછી મને એકજ વિચાર આવે છે કે એકજ સ્પર્શ અને મારૂં અધઃપતન—

## આ બધું કોના પાપે ?

# પત્રાવળી

પ્રિયતમ !

ધીરજની પણ હદ હોય છે. તમોએ શું કહ્યું હતું તે યાદ છે! મારા જીવનધનના અધીકારી, તમારૂં હૃદય શું આટલું બધું કઠીણ છે?

મારા કયા પાપે આપ મારા સાથે અબોલા લઈ બેઠા? અરેરે પ્રભુ? તું દિન દયાળ છે? તારૂં બિરદ જાય તેનું તને....અરેરે હું આ શું લખું છું? લખું નહિ તો શું કરૂં અંતરની આંતર વેદનાઓ લખાવે છે.

ત્યારે વાંક કોનો? મારા કર્મનોજ.

નાથ ! અવળે હાથે ગોર પુજી હોય, વ્હેતાં નીર અટકાવ્યાં હોય ? લીલાં ઝાડને ઉખેડી નાંખ્યા હોય, ધાવતાં બાળવાછરૂ વિખુટાં પાડ્યાં હોય ! અરેરે ! ! નાથ, શું મેં ગયા ભવમાં તેવાં પાપ કર્યાં હશે ? તેથીજ શું મારા પર આપનો કોપ ઉતર્યો છે ?

નાથ, ભુતકાળ યાદ છે ત્યાં સુધી એમાંનું કશુંએ પાપ મન, વચન કે કર્મથી નથી કર્યું.

પતિદેવ ! દયા, દયા.

મારા જીવન ! યાદ છે તમને ? તમો મેટ્રીક ક્લાસમાં હતા, પરિક્ષાના દિવસો નજદીક આવતા હતા, તમો આખી રાત્રી વાંચતા-હું પણ તમારી સાથે સાથે જાગતી, પણ.... પણ....એ અકાદ બે દિવસજ ચાલ્યું.

તમોએ ત્યાં બેસવાની મનાઇ કરી, એ મનાઈ હજી કાયમ છે. નાથ ! મારો વાંક-ગુન્હો ?

તમો પાસ થયા. મુંબઇ ગયા તે ગયા. એકે દિવસ મારા પર પત્ર લખ્યો છે ? દેશમાં આવો છો ત્યારે મને એકે દિવસ પ્રેમથી, અરે અમસ્થીએ બોલાવી છે ?

અમો સ્ત્રીઓને શું હૃદય નહિ હોય ? મુંબઇની ફેશને બલ ભણેલી સ્ત્રીઓ કરતાં આપની નજરમાં શું હું ઉતરતીલાગું છું ?

આ હૃદય-મારા હૃદય નાથનાં દર્શન માટે-એક મીટી માટે તલસી મરે છે, તો શું આપનાથી એટલી કૃપા નહિ થાય ?—

નાથ ! ભૂલો છો.

આજ એ વાતને ત્રણ ત્રણ વરસના વાયરા વાઈ ગયા; તમો બી. એ. ભણો છો, એ વાત જાણતાં હું હવે સમજી ગઈ.

મેં પણ થોડો અભ્યાસ કર્યો છે. તમને હું ગમું એટલા માટે મેં વાંચતાં લખતાં શીખી લીધું-હવે ?

તમારા હૃદયમાં મારા માટે શું છે તે હું સમજી શકતી નથી. તમો કહો તે કરવા હું તૈયાર છું. મારા નાથની આજ્ઞા પાર પાડવી. એજ મારા જીવનની અભિલાષા છે. શું મારી એ અભિલાષાઓ પુરી નહિ પડે ?

નાથ ! એકાદ પત્ર-ફક્ત એક લીંટી લખી, દાસી પર દયા લાવી કિંકરી પર કરૂણા કરજો.

લી૦ હું-હું

, આપની સદાની દાસી

સરલા

૬

મુંબઈ તા.-૧૫-૬......

ભગિની સરલા !

આજે એક દુઃખદાયક ખબર આપવાની મને ફરજ પડે છે.

જોકે—આ વાત છેલ્લા ૭ માસ થયાં હું સાંભળું છું પરંતુ એ સાંભળેલી વાતમાં મને શ્રધા નહોતી એટલે એ વસ્તુ સ્થિતિ જાણવા માટે ખુબ પ્રયત્ન કર્યો, અને છેવટે જાણવા પામ્યો કે મારા મિત્રે.........કોઈ મોટા ઘરની

છોકરી સાથે પરણવાનો નિશ્ચય કરી નાખ્યો છે, અને ટુંક સમયમાં તે પરણી પણ જશે.

આ લગ્ન અટકાવવા હું મારાથી બનતા પ્રયત્નો કરૂં છું, અને બ્હેન ! તારે પણ પ્રયત્ન કરવો.

આ પત્ર મળે કે તુરતજ તારે મારા લખ્યા પ્રમાણે કરવું; તારા જીવનને વેડફી નાંખનારી નારી બહુ સ્વરૂપવાન છે. બી. એ. ભણે છે. સુધરેલ કુટુંબમાં ઉછરેલી છે, તેની રહેણી કરણી અને વિચારો સુધરેલા છે, છતાંયે એતો અજ્ઞાતજ છે કે હું જેનો પતિ થનાર છું તે પરણીત હોય તેને એક પતિ છે.

હવે શિરનામું જણાવ્યા પ્રમાણે તારે રમુને એક પત્ર લખવો; તેમાં તારી તમામ હકિકત જન્મથી આજ સુધીની જણાવવી, એટલે એ વાતનો અંત આવી જશે. એ રમુ સાથે તારા પતિ પરણનાર છે.

આ લગ્ન અટકાવવા મેં મારા પ્રયત્નો શરૂ કરી દીધા છે,

લી० તારો ધર્મબંધુ

રમણ

૩

..........નગર

તા. ૨૦-૬-૧૯

રમુ બ્હેન !

આ પત્ર વાંચવાની શરૂઆત તમો લખનાર કોણ છે, એ વાંચીનેજ કરશો નામ તમને અજાણ્યું લાગશેજ; પરંતુ મારી નમ્ર વિનંતિ છે કે આ પત્ર પુરેપુરો વાંચશો.

આપ ગૃહસ્થાશ્રમમાં ઉછરેલાં છો, કેળવાયલાં છો, તો આ પત્ર વાંચી રહ્યા પછી આપની ગૃહસ્થાઇ અને કેળવણીને યોગ્ય લાગે તેમ વર્ત્તજો.

રમુ બ્હેન, તમો મારાથી અજ્ઞાતજ છો, પણ ભવિષ્યમાં થનાર એક બનાવ પછી હંમેશને માટે તમને મારાં સંબંધી બનાવશે. કારણ કે બ્હેન, હું તેજ અભાગીની છું કે જેના પતિ સાથે તમો ટુંક સમયમાં લગ્ન કરનાર છો.

બ્હેન, તમો ભણેલાં છો, ગણેલા છો, ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી છે તો મારા નાથને રીઝવજો. તેમને દરેક રીતે સંતોષ પામે તેમ કરજો.

બ્હેન, જે સુખ મારા નસીબમાં ન હતું તે આજે તમને પ્રાપ્ત થાય છે, તો જરૂર તેને દિપાવજો.

બ્હેન ! હું તો ગરીબ ગૃહમાં ઉછરેલી, તેમના સરખું શિક્ષણ લીધેલી તેમના જીવનમાં સંતોષ અને સુખ તેમના માનવા મુજબ આપી શકતી નથી. બ્હેન, તમને પણ હૃદય છે તો વિચાર કરી જોશો કે કંઈ હિંદુ બાળીકાના જીવનના પતિ રીઝવવાના, પતિને પોતાનો કરવાના તેની આજ્ઞા ઉઠાવવાના કોડ નહિ હોય?

બ્હેન ! એ ન્હાના હતા. મેટ્રીક સુધી તો મારા સાથે ઠીક રીતે વર્ત્તતા, પણ જ્યારથી મુંબઇમાં પગ મેલ્યો ત્યારથી તેમનો મારા પ્રત્યેનો મોહ ઓછો થઇ ગયો હશે ! બ્હેન, મારાં નસીબ ! ! હું તો ઇશ્વર પાસે એજ યાચના કરૂં છું કે, જ્યાં હોય ત્યાં પ્રભુ તેમને સુખ અને સંતોષ આપશો.

બ્હેન, આ માટે હું તેમને દોષ નથી દેતી, દોષ દઉંછું મારા નસીબનેજ. મન મારા હૃદયની લાગણીઓ વશ ન થવાથી આ પત્ર લખી રહી છું. તમો પણ સ્ત્રી છો, તો સ્ત્રી હૃદયના ભાવ તમે જરૂર સમજી શકશો.

બ્હેન, એ-મારા-નાથ અભિલાષી છે, લાગણીવાળા છે તો તેમના હૃદયને જરાય ઓછું ન આવવા દેશો એજ.

લી૦

ભવેભવ તેમનાજ ચરણની રજ થવા ઇચ્છતી અને દુરથીજ તેમના સુખે સુખી અને દુઃખે દુઃખી થતી અભાગીની

સરલા.

મુંબઈ, ૨૨-૬-૧૯......

વ્હાલી બ્હેન સરલા;

આ પત્ર મળ્યા પછી હું બહુ વિચારમાં પડી ગઇ છું. મારા પિતાશ્રીને આ વાતની જાણ મેં કરી નથી; હવે જો તમો અંહિ આવો તો આપણે કંઇક તોડ લાવીએ.

તમારૂં આવવાનું ગુપ્ત રાખવામાં આવશે.

લી૦ રમુના

સ્નેહ વંદન.

આજે સરલા ગ્રાંટરોડ ઉતરી, તદ્દન અજાણી હતી; એના લખ્યા પ્રમાણે પ્રસાદ સ્ટેશને આવ્યો હતો.

પ્રસાદ-સરલાને એની કોઇ દૂર દૂરની સગીને ત્યાં મુકી આવ્યો અને ત્યાર બાદ રમુને આ વાતની જાણ કરી.

રમુના પિતા ઓફીસે ગયા પછી પ્રસાદની સહાય વડે રમુ સરલાને મળવા ચાલી.

બન્ને મળ્યાં. બે કલાક સુધી વાતો કરી. રમુની આંખમાં અશ્રુ હતાં.

રમુનો પિતા આ વાતથી તદ્દન અજ્ઞાત હતો.

ચાર દિવસ પછી રમુના લગ્ન હતાં, રમુ મોઢા ઉપર ઉદાસીનતા દેખાવા ન દેતી.

પેલો યુવાન આનંદમાં હતો.

આજે લગ્નનો દિવસ હતો, વરરાજા તરફથી સ્ત્રી વર્ગમાં એના કલાસમાં ભણતી એકાદ બે એની કંમ્પેનીયન પણ હતી.

રમુ તરફના તો ઘણાંયે હતાં.

રમુ હમેશાં ખુલ્લા મ્હોંએ ફરતી. આજ એણે ઘુમટો કાઢ્યો હતો. લગ્ન મંડપમાં આવી, બંનેનો હસ્તમેળાપ થયો.

હાજરી આપનાર બ્હેનપણીઓએ ઘુમટો કાઢી નાંખવા કહ્યું, રમુ તો માનેજ નહિ, એકાદ બ્હેનપણીએ ઘુમટો કાઢી નાંખ્યો, એનાથી બોલાઈ જવાયું કે

"રમુ બ્હેન કયાં છે?"

યુવકની નજર તેના તરફ ગઈ, એ તો ચ્હેરો જોઈ ફીકકો પડી ગયો હતો, એને મૂર્છા આવી.

રમુના પિતા લાલચોળ થઈ ગએલા, ચારે બાજુ જોવા લાગ્યા.

રમુ અંદરના ખંડમાંથી આવી પિતાને પગે પડી.

બધાં વીખરાઈ ગયાં. અંગત સગાં અને સ્નેહીઓ રહ્યાં.

રમુએ બધી વાત પિતાને કહી. રમુના પિતાએ સરલાનો આભાર માન્યો, અને યુવક તરફ જોઈ બોલ્યા.

"સરલાને ખાતર તારાપર કાયદેસર પગલાં નથી લેતો."

સરલાને તેનો પતિ મળી ગયો.

મધરાતનો સુમાર હતો, શેરીમાંના કુતરાના અવાજ સીવાય બંધે શાંતી હતી, દુરથી કોઇ પસાર થનારની એક છજાવાળા માળની બારી પર દ્રષ્ટિ પડી જોયું તો એક મદ ભરી યુવતી તોફાને ચઢી હતી. તે છજામાંથી પુરૂષનો હાથ છોડાવી અંદર નાસી ગઇ. પુરૂષ પણ પાગલ થઇ દોડયો. રસ્તા પરના રાહદારીએ ઓરડાના દિવા હોલવાઇ જતા જોયા. અને એક તોફાની સ્વર સંભળાયો "ખસો અહિંથી તમારે તો રમુ બ્હેન સાથે પરણવું હતું ને?

અને પછી......

શું શું થયું-શું શું કર્યું-મને પૂછશો નહિ.

## લગ્ન કે કાયદેસર વ્યભિચાર ?

મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે મારા જીવનની આ દશા થશે. નાની હતી ત્યારે કન્યાશાળામાં કેળવણી લીધી અને બા, અને બાપાના માયાળુ છત્ર નિચે સુખમાં ઉછરી. પણ એ સુખ સ્વપ્નવત્ હતું.

અમારા સંસારમાં પરણવું એ અમારા મુખત્યારની વાત ન હતી. મા બાપ ગમે ત્યાં અમને પરણાવી એમની ફરજ પુરી કરતાં. પોતાના ઉપર હિમાલય પર્વત જેટલો ભાર હોય તે દુર થયો, એમ પરણાવ્યા પછી કન્યાના માબાપને થતું; અને છુટકારાનો દમ મૂકતાં. પછી ભલેને કન્યાને ગમે તે રીતની આપદા આવે.

મારા માટે પણ તેમજ બન્યું.

આજે મારાં લગ્ન હતાં. જાન આવવાની હતી. હું આનંદમાં હતી, અને એ આનંદમાં મારી સખીઓ વધારો કરતી હતી. પ્રેમથી તેઓએ મને પીઠી ચોળીને નવરાવી, સુંદર વસ્ત્રો પહેરાવ્યાં. અને મારી મશ્કરીઓ કરવા લાગી.

અમો સૌ આનંદ કરતા હતાં, એટલે વખત કયાં વિતી ગયો તેનું ભાન ન રહ્યું. પણ માતા, પિતાનાં દિલ—એમનાં મુખ જોતાં મને સ્પષ્ટ ભાન થઇ ગયું કે ઉપરથી તેઓ આનંદમાં હોય તેમ લાગતું હતું. જાણે અજાણ્યે મેં એમનું હૃદય વાંચી લીધું એમને આંતર વેદના છે એ જાણી શકી, પણ કયા પ્રકારની વેદના તે ન જાણી શકી.

ભાવિ પતિને જોઇ મારી સખીઓ મારા પાસે આવી, પણ ઘડીભર પહેલાનો આનંદ તેમના ચ્હેરા પર નહતો. એમને ફરજીઆત આનંદ રાખવો પડતો હતો.

માયરાનો વખત થયો. અને અમારા જ્ઞાતિ રિવાજ મુજબ અમારો એટલે મારો અને મારા ભાવિ પતિનો હસ્ત મેળાપ થયો. એટલે હવે એ મારા પતિરાજ થયા. મારા તન–મન–ધનના અધિકારીઃ હસ્ત મેળાપ વખતે ઘુમટામાંથી મેં નજર કરી તો મારા પતિદેવની શારીરિક દુર્બળતા મારી નજરે પડી. ત્યારથીજ મને અનેક પ્રકારના સારા નરસા વિચારો આવવા લાગ્યા.

આ લગ્ન પ્રસંગના ત્રણ દિવસો પસાર થઇ ગયા. મને સાસરે વળાવી–પૂતળાની માફક હું ગઇ. મને આ લગ્નમાંથી છુટવા માટે અનેક વિચારો આવ્યા, પરંતુ લાચાર! હિંદુ સંસારમાં "દિકરીને ગાય દોરે ત્યાં જાય."

હું સાસરે આવી. એક દિવસ, બે દિવસ એમ કરતાં સાત દહાડા પસાર થયા. પણ પતિદેવનું મુખદર્શન તો ભાગ્યેજ કોકવાર થતું.

સાસુએ સાસુપણું આદરી સારા નરસા બોલો સંભળાવવા શરૂ કર્યા. અને મારા પગલાંના પ્રતાપે મારા દેવની માંદગી વધે છે એવા શબ્દો મારા કાન પર આવ્યા.

હું આઘે ખુણે બેસી રડતી. મને કોઈ છાનું રાખનાર નહતું. દુઃખિણીનું કોઇ બેલી નહતું. હતી માત્ર એક નાની નણંદ. તે મને બોલાવતી. મુજ અભાગિણીનાં આંસુ લુછનાર તે માત્ર એકજ હતી.

એની સાથે હું સુખ મારી રાત્રિ પસાર કરતી. દુઃખી-આંનો વિસામો, ખારા સમુદ્રની મીઠી વીરડીરૂપ–મારી સંભાળ રાખતી.

મને એકજ વિચાર આવતો કે આવા રોગી પતિ સાથે મારા માબાપે શા માટે પરણાવી હશે?

ખેર! મારાં કિસ્મત. પણ હવે સાસુ શા માટે મને એમની સેવામાંથી પણ વિમુખ કરતી હશે? એ વિચારે મારૂં હૃદય ડંખતું.

સાસુના બોલ કડવા ઘુંટની માફક ગળી જતી. પણ કંકાસ બંધ પડવાને બદલે વધતોજ ચાલ્યો.

હું ખરાબ પગલાંની ગણાવા લાગી.

મેં મારા પતિની સેવા કરવા માટે અનેક પ્રકારે વિનવણી–આજીજી કરી. પણ મારૂં કોણ સાંભળે?

અમો ઉમ્મર લાયક હતાં.

કોઇક વખતે લાગ સાધી, બધા ઘરકામમાં મશગુલ હોય તે વખતે છાનીમાની પતિદેવ સુતા હોય ત્યાં જતી. એમનું માથું અને પગ દાબતી, પણ એ બધું ઝાઝીવાર ન ટકતું, સાસુજી પધારતાં. હું ઘુમટો કાઢી બાજુમાં ઉભી રહેતી, બેચાર ગાળો સાંભળતી, નજર પતિદેવ તરફ ફરતાં, ત્યાં હું શું જોતી? તેમની આંખમાં આંસુ નજરે પડતાં; મારૂં કાળજું કપાઇ જતું, અને આસ્તે આસ્તે નીચું જોઇ ચાલી નિકળતી. પાછળથી સાસુજીના શબ્દો સંભળાતા.

"રાં.......ડ........છ.......પ્પર......પગી આવી છે તે મારા દેવ જેવા દિકરાનો જીવ લેશે."

* * *

( ૨ )

પરણ્યાના દસરીયા પૂરાં ન થયા અને હું રાંડી. મને તો એકજ વિચાર થતો કે હું પરણી હતી કે નહિ?

પતિનો પ્રેમાળ હસ્ત આ શરીરને અડકયો પણ નહિ, ત્યાં તો તેઓ ગયા!

રાંડયા પછી પીયર આવી. મારા શણગાર ઉતરી ગયા. કૃપા એટલી કે મારા વાળ રહ્યા. જો કે એક વખત તો દુર કરવાજ પડયા. મારા માતા પિતા જીંદગીનો અરધો ભાગ પસાર કરી ચુકયાં હતાં. તેઓ એકાંત મળતા વિનોદમાં પડતાં. આ સુખની મને અદેખાઇ થતી.

કંઇ યુવાન વિધવા આ સુખ જોઇને અદેખાઇ ન કરે? છતાંય હિંદુ સંસારની ખુબીની બલિહારી છે. જગતમાં આ એકજ એવો સમાજ છે કે જ્યાં ઘરમાં યુવાન વિધવા દિકરી હોવા છતાં માબાપો સુખેથી મોજ ઉડાવે છે! માતા પિતા આનંદમાં રાત્રિ પસાર કરે જ્યારે મારા જેવી કો કમનસીબ ઘર બહારની ઓરડીમાં કે અંદરના ઓરડામાં ટુટીયું વાળી રાત કહાડે.

ઘરમાં બનતા આ બનાવોએ મારા જીવનમાં પલટો આણ્યો. અમારે ત્યાં મારા બાપુનો એક યુવાન મિત્ર આવતો. એ મારૂં દુઃખ કળી ગયો હતો, અને મને જોઇ છાનાં છાનાં નિસાસા નાંખતો; એ વખતે હું તો એમજ સમજતી કે મારા દુઃખને દિલાસો દેનાર આ એકજ છે. મારામાં વિકાર ભાવના ન હતી.

બાપુ, ઘેર ન હોય ત્યારે પણ એ યુવાન આવતો કલાકોના કલાકો મારી સાથે વાતો કરતો-બેસતો હતો, બપોરના બા બહાર પાડોશમાં વાતો કરવાં ચાલ્યાં જતાં એટલે અમને એકાંત મળતી. પણ એ એકાંત હજી સુધી મારે મન શુધજ હતી.

જ્યાં સુધી અમારી સ્ત્રી જાતિની વાસનાઓ બદલાતી નથી ત્યાં સુધી પુરૂષની ભાવનાઓ ભલે ગમે તેટલી વિષયથી ભરપુર હોય છતાંયે એમનું કશુંએ પરિણામ આવતું નથી.

ત્યારે શું સ્ત્રી જગત પુરૂષોને મહાત્ કરી શકતું હશે?

હવે મને એજ વિચારો આવવા લાગ્યા, સંસારમાં સ્ત્રી અને પુરૂષોની વાસનાઓમાં કોની જીત થતી હશે?

પુરૂષોના પ્રબળ પ્રયત્ન આગળ, એમના અનેક પ્રયત્નો પાસે સ્ત્રીઓ ગુલામ છે, અને વાત એમ છે કે બન્નેની વાસનાઓમાં ફેરફાર થયા વગર તેવું બનતું નથી. તાળી એક હાથે પડતી નથી.

યુવાની, એકાંત અને યુવાન પુરૂષ સાથેનો વાર્તાલાપ: આ બધા સંજોગોમાં ક્યાં સુધી વાસનાઓ શુદ્ધ રહે?

દરરોજનો સહવાસ એ સૌ કરતા વધારે ભયંકર છે. અને એ હીસાબે મારે ત્યાં આવતા યુવાન સાથેનો પરિચય વધ્યો. એટલે કે એના વાર્તાલાપે હાસ્યનાં પ્રસંગો આવવા લાગ્યા, એ હાસ્યમાંથી શરીર સ્પર્શ થવા લાગ્યો, અને છેવટે એક દહાડો એના બન્ને હાથ મારી કમર આસપાસ વીંટાઇ ગયા. મેં મારૂં આખું શરીર એની બાથમાં નાંખી દીધું. એણે મને ખુબ ચુંમ્બનો કર્યાં. અને પછી......

## ( ૩ )

નહોતી જાણુતી કે આવા આનંદમાં હું અચંબા થઇશ.

આમ બન્યા પછી મારા અવયવોમાં ફેરફાર થવા લાગ્યો, મારા શરીરનું કદ વધતું જતું હોય એમ મને લાગવા માંડયું; બા અને બાપાએ ઘર બહાર નિકળવાની મના કરી, એકાદ બે વખત તો મને ધમકાવી અને એટલાથી ન ધરાતાં એક

રાત્રે મને મારી. પેલો યુવાન હવે બહુજ ઓછો આવતો અને આવતો તે પણ મારા પિતાની હાજરીમાં.

એક દહાડો મારાં બાએ આમ કેમ બનવા પામ્યું તેની તપાસ કરવા માંડી. હું હવે અજ્ઞાત ન હતી, મેં પેલા યુવાનનો અને મારો સંબંધ જણાવી દીધો. પણ મારી વાત કોઇએ ન માની હોય એમ મને લાગ્યું.

બા અને બાપાએ પોતાના એક કુટુંબીનું નામ લેવાનું કહ્યું. જે કુટુંબી સાથે એમને રાચતી ન હતી. મેં ચોખ્ખું સંભળાવી દીધું: "મારાથી જુઠું તો નહિજ બોલાય."

એક રાત્રીના હું મારા બાપુ અને પેલો યુવાન ઘરને એક આઘે ખુણે બેઠા.

એક વાટકામાં પ્રવાહી પદાર્થ હતો તે પીવાનું મને કહેવામાં આવ્યું; આગલી રાત્રે બા અને બાપા છાનીછાની વાતો કરતાં હતાં કે "આને ટુંકી કરીએ અગર તો અંદરના ......નો નાશ કરીએ."

આ જાણ્યા પછી મારે મારા ગર્ભનો નાશ કરવો એ ઠીક ન લાગ્યું.

છુપા વ્યભિચારને સેવવા—પોષવા મારા બા અને બાપા તૈયાર હતાં, એમ મને આ ઉપરથી લાગ્યું.

પ્રભુ ! પ્રભુ ! સમાજમાં કેવા છળ પ્રપંચો ચાલે છે.

છોકરી ફરીવાર પરણવાની ઇચ્છા કરે, પુનર્લગ્નની વાત-ઉચ્ચાર સરખોયે કરે તો મગજનો પારો એકદમ ચઢી

જાય. પણ જો એક પાપ કર્યાં પછી બીજું પાપ-ગર્ભપાત કરવા તૈયાર થાય તો એમાં એમની સંમતિ સમજી લેવી. હિન્દુ સમાજ ! આવું કયાં સુધી ચલાવી લેવામાં આવશે ?

પેલા યુવાને મને બહુ સમજાવી. પણ એની શિખામણ કોઇ પણ રીતે મારા મગજમાં ઉતરેજ નહિ.

અને ઉતરે પણ કેમ ?

મને એણે બહુ આગ્રહ કર્યો ત્યારે મેં શરમ મુકી, છેલ્લે પાટલે બેસી જવાબ આપ્યો.

"શરમ નથી થાતી, તારા છોકરાને તુંજ મારવા તૈયાર થયો ? નરાધમ ! તને શરમ નથી આવતી ? પહેલા દિવસો ભૂલી ગયો ? મારા ખાતર જાન આપવા તૈયાર થયો હતો. એ બધું. કયાં ગયું ?" શું જવાબ આપે ? એ ત્યાંથી બા અને બાપા પાસે ગયો, ગુસપુસ ગુસપુસ વાતો કરી. અને રાત્રિના સાડા અગીઆરના સુમારે અમો સર્વે ઘર છોડી સ્ટેશન આવ્યાં. હું મારા બાપા અને પેલો યુવાન:

અમદાવાદની એક હોસ્પીટલમાં મને લઇ જવામાં આવી. ત્યાં દાખલ થવાનો વિધિ કરવામાં આવ્યો. પેલા યુવાનની દુર દુરની એક સગી બાઇ આ હોસ્પીટલમાં નોકર હતી.

પ્રથમ મારૂં નામ, ગામ, જાત અને ઉમ્મર એમ લખવામાં આવ્યું, " આ ગર્ભ કોનો છે ?" એમ જ્યારે પુછવામાં આવ્યું ત્યારે મેં પેલા યુવાન તરફ આંગળી ચીંધી. પ્રશ્ન પુછનારે યુવાન તરફ નજર કરી અને પુછયું.

"આ બાઈ સાચું બોલે છે?"

મારા બાપા વચ્ચે બોલવા જતા હતા. પરંતુ તેમને અટકાવી ફરી પૂછ્યું.

જવાબમાં એ મૌનજ હતો. એનું નામ પુછવામાં આવ્યું!

આ વિધિ ખલાસ થયો. થોડા દહાડા હું એ હોસ્પીટલમાં રહી, ત્યાં મેં પુત્રજન્મ આપ્યો. જે ગર્ભને મારી નાંખવા માટે બા, બાપા અને એના ઉત્પાદકે પ્રયત્ન કરેલો તે તો નિષ્ફળ નિવડયો.

મને એકજ વિચાર આવતો હતો. મારી વાસનાઓને ન રોકી શકી અને મેં વ્યભિચાર સેવ્યો, બાળકનો પાપી પિતા એને મારવા તૈયાર થયો ત્યારે મેં એને બચાવવા ખાતર બંડ કર્યું.

એક પાપ તો કર્યું, તેને ઓછું કરવાને બદલે બાળ-હત્યા કરી વધારે પાપના ભાગીદાર શા માટે થવું?

વ્યભિચાર સેવવો એ પાપ છે, સમાજમાં ધૃણાને પાત્ર છે, મને એકજ વિચાર આવ્યો કે: "પુનર્લગ્ન કરૂં તો કાયદે-સર વ્યભિચારમાં દોષ નથી, પરંતુ સમાજની રૂઢીની, જ્ઞાતિના નિયમોની પરંપરા તેમ કરતાં અટકાવે, પણ ગુપ્ત પાપી બની, અનેક પ્રકારના પાપો સેવવા કરતાં યાજ્ઞવલ્કય ઋષિની આજ્ઞાનુસાર પુનર્લગ્ન શા માટે ન કરવાં?

અમારા સમાજમાં ગર્ભપાત કરનારી, સરેબજાર ફરી શકે, અમારી જ્ઞાતિના જમણમાં ભાગ લઈ શકે, એક ફેરે

અજમાવેલું કુકર્મ ચાલુ રાખે તો તેના માટે કશો વાંધો નહિ.

મારે આવા પાપી નહોતું બનવું, સુવાવડ દરમ્યાન મેં નિશ્ચય કરી લીધો કે વધારે અભ્યાસ કરવો. અને જીવનને ધર્મિક પંથે વાળવું.

ભાગ્યવશાત્ લાલસાઓ સતેજ થાય તો ? તો શું ? પુનર્લગ્ન કરવું. પછી ભલે પિતૃગૃહનો ત્યાગ કરવો પડે !

પિતાએ શું સુખ આપ્યું. છતી આંખે જોયા છતાંયે, મરણને કાંઠે ઉભેલા પુરૂપ સાથે મને પરણાવી, એમણે મારી નજરે તપાસ ન કરી.

અને આથી આગળ વધતાં—હું શું લખું ? જે ઘરમાં સોળથી વીસ વર્ષની, જેની યુવાની ખીલતી હોય એવી વિધવા હોય, એના મા, બાપોના દાંતો પડી ગયા હોય છતાં પ્રેમ-મિમાંસાના પ્રયોગો કરતાં હોય, એકાંતવાસ ભોગવતાં હોય, તે ઘરની વિધવા વ્યભિચાર ન સેવે તો બીજું શું કરે ? મા બાપોને વિચાર સરખો પણ ન આવે કે, અમારી નજર સામે પડખેના ખંડમાં યુવાન વિધવા પુત્રી બ્રહ્મચર્ય સેવી રહી છે, ત્યારે અમો અર્ધ પાકટ અવસ્થાવાળા, અમારી વાસનાઓને નથી રોકી શકતા, કહો, કહો ! સમાજના નેતાઓ ! કહો ! આવા વાતાવરણમાં ઉછેરેલી યુવાન વિધવા વ્યભિચાર ન સેવે તો બીજું શું કરે ?

મારા પુત્રને હું અમદાવાદમાં એક સારા વિદ્વાન માણસના શરણમાં મુકી આવી. હું એક રાત્રે ઘરે આવી. તેજ

રાત્રે મારા બા, અને બાપાએ ખુબ મારી યુવાન પુત્રીની જે જગ્યાઓ જોવાનો અધિકાર નથી તેની જગ્યાઓએ મને ડામ દીધા.

હું સમજી ગઇ હતી. બધાનું કારણ મારા જાણવામાં આવી ગયું હતું-જો મેં ગર્ભપાત કર્યો હોત તો જરૂર મારૂં સમાજમાં સ્થાન હતું. પિતાનું ગૃહ સદાને માટે ખુલ્લું હતું.

બીજી રાત્રિએ મને લઇ મારા બાપા બહાર ગામ લઇ ચાલ્યા.

મુસાફરી ટુંકી હતી. છતાંયે એટલા નાના રસ્તામાં મને ટુંકી કરવાના એટલે મારી નાંખવાના પ્રયોગો મારા ઉપર અજમાવ્યા.

પ્રભુએ તેમ ન થવા દીધું અને હું બચી "વનિતા વિશ્રામગૃહ" માં હું દાખલ થઈ. ત્યાંના વાતાવરણે મારા વિચારોને ટેકો આપ્યો.

આવું સુંદર વાતાવરણ શું પરિણામ લાવે?

એક યુવાન સાથે મેં પુર્નલગ્ન કર્યાં-મારો પેલો પુત્ર મરણ પામ્યાના સમાચારે મારા દિલમાં દુઃખ થતું હતું.

સુખ અને દુઃખ મનનાં કારણો છે. અમારા પુર્નલગ્ન થયાં અને તેની આવૃત્તિરૂપે મને બીજો પુત્ર આવ્યો.
અમારા જગત્‌માં અમો ત્રણ જણા આનંદમાં છીએ.

એ એકજ વચન કહીશ. હું તો એમજ માનું છું " લગ્ન—એ કાયદેસર વ્યભિચાર કે નહિ ?"

" જે યુવાન વિધવા બ્રહ્મચર્ય પાળી શકવાને અશકત હોય, તેણે ગુપ્ત પાપાચાર સેવ્યા કરતાં પુનર્લગ્ન કરવું શું વધારે શ્રેયસ્કર નથી ?



# કોણ ગુન્હેગાર ?

સ્નેહબીની શરત્ સ્વામિની વર્ષગાંઠ હોવાથી વ્હાલના વધામણાં દેવા આવી. શરત્નો સ્વામિ આ વખતે ધોતીયું શર્ટ પહેરી રૂરીઆમ રસ્તાની બારીમાં એકીટસે જોતો ઉભો હતો. શરત આવી તેનુંયે એને ભાન ન હતું. આસ્તે પગલે શરત્ બારી પાસે ગઇ અને પોતાના સ્વામિની પડખાડેજ પાંચેક મિનિટ ઉભી રહી. છતાં તેના પતિનું ધ્યાન ન ગયું ત્યારે શરતે કહ્યું: " વ્હાલા !" જવાબ ન મળ્યો ત્યારે બીજી વખત હાથ પકડતાં કહ્યું: " મ્હારા પ્રાણ ! "

" કોણ શરત્ ! આજે કંઈ વ્હેલી પરવારી ? "

" નાથ ! આજે તો આપની વર્ષગાંઠ છે નાં એટલે. પરવારવું જોઇએ ને ?"

" એમ કે ? કહો બીજો શો હુકમ છે મ્હારી જીવન-જ્યોતિ ?"

" કિંકરીના તે હુકમ શા ?"

" હુકમ ન હોય તો ફરમાન ફરમાવો પછી કાંઇ છે ?"

" તમો તો આમ ને આમ શરમાવ્યાખ કરો છો !"

" તમે શરમાળ છો ?" આટલું કહી શરતના સ્વામી અસુએ તેને પકડવા હાથ લંબાવ્યો. શરત્ આઘી ખસી ગઇ. અસુ આગળ આવ્યો અને દિવાનખાનામાં દોડાદોડ ચાલુ થઇ. આગળ શરત્ અને પછવાડે તેનો પ્રેમઘેલો સ્વામી. કોચ પછવાડેથી ખુરશી પછવાડે, તો વળી કબાટની આડમાં; ઘડીમાં ગોળ ટેબલ આસપાસ આંટા મારતી તેના સ્વામીને હંફાવતી હતી. અસુ પણ પોતાની સ્નેહભીની શરતને ખીલવવા માટેજ આંખ આડા કાન કરતો. આખરે શરત કોચ ઉપર અસુના હાથે આબાદ પકડાઈ અને બોલ્યો:—" વ્હાલી ! ત્હેં મ્હને બહુ થકવ્યો !" આટલું કહી અસુએ તેને બાથમાં લીધી અને મીઠું ચુમ્બન લીધું.

" આમ તે અડપલાં શું કરતા હશો ?" શરતે નીચાં નેણ કરતાં કહ્યું. ચોરની ચાણાક્ય વિદ્યામાં પારંગત એવા તમો તો ઉલટા 'ચોર કોટવાળને દંડે' એવું કરો છો ! અસુએ એના મોઢા સામે તાકીને મસ્તક આસ્તે હલાવતાં હલાવત

કહ્યું. "હંઅં..અં...અં અમે તો તમારે મન ચોરજ ને ? જોયો દુનિયાનો ન્યાય ? ઘડી પહેલાં તો ત્હમે અડપલું કરી મ્હને થકવ્યો."

"હું ક્યાં તમને ડોકાના સમ દેતી હતી કે મ્હારી પછવાડે દોડો ?" શરતે હસતાં હસતાં નીચી નજરે કહ્યું.

"હ્યો ત્યારે ત્હમારા મોઢેજ ન્યાય કરીએ" અસુએ ગંભીર ભાવ ધારણ કરી કહ્યું અને એક પાસે પડેલી ખુરસી પર બેસી ગયો. સામે પડેલી એક રોકીંગ ચેરપર શરત આસ્તે આસ્તે બેસી ગઇ. એના બેસવામાંયે એનાં દરેક અંગો હસતાં હતાં.

ન્યાય શરૂ થયો. પ્રથમ પ્રશ્ન એ થયો કે આ પ્રસંગ ઉપસ્થિત કેમ થયો ? બન્ને વિચારમાં પડયાં; મૌન રહી એક બીજાના મોઢા સામું જોવા લાગ્યાં; આખર અસુએ કહ્યું, "તમોએ આવી મારી વિચારમાળા ભંગ કરી તે તમારો ગુન્હો."

"મેં તમારી વિચારમાળા ભંગ કરીજ નથી." તદ્દન ઇન્કાર કરતાં શરતે ભ્રકુટી ચઢાવતાં કહ્યું.

"એમ ? તમો તુરત માનો તેવાં નથી. વારૂ, તમે આ દિવાનખાનામાં આવ્યાં ત્યારે હું શું કરતો હતો ?"

"છાનામાના સરીઆમ રસ્તા તરફ જોઇ ઉભા હતા."

"ઠીક, તમે અંદર આવ્યાં એ વાતની મને જરાયે ખબર હતી ?"

"ખબર તો હોવીજ જોઇએ, પણ જણાવા ન દીધી એ તમારી પુરૂષકળા !"

"વારૂ, તમો મારા હાથને અડકયાં હતાં ખરૂં ને ?"

"તે..એ...એ...નો અજાણતાં અડી જવાયું."

"ભલે અજાણતાં, પણ તમો અડકયાં એ વાત તો ચોક્કસ ને ?"

"હા, હા, અડકયા કહો !"

"ત્યારે વાંક કોનો ?"

"ત...મા...રો" આટલું બોલતાં શરતની આંખની કીકીઓ નાચતી હતી.

"વળી મારો કેવી રીતે ?"

"તમે દેડયા કેમ ?" આંખે આંખ મિલાવતાં શરત બોલી.

"ત્યારે તમો નાઠાં કેમ ?"

"તમો પુરૂષોને તે કાંઈ પહોંચી શકાય ? અમો હાર્યાં, તમે જીત્યા પછી છે કાંઇ ?"

"સજા ભોગવો !" આટલું કહી અસુ ઉભો થયો.

"સજા ભોગવવા આ કિંકરી તૈયાર છે."

"જુઓ ત્યારે આમ." કહી અસુએ શરતને બગલમાં લીધી અને એના બન્ને હાથ શરતની ડોકની આસપાસ વીંટાઈ ગયા અને અસુનું મોઢું શરતના મોઢા તરફ ખેંચયું અને તેના ઓષ્ટ શરતના કપોલપ્રદેશપર ફરવા લાગ્યા

ઉપરનો પ્રસંગ વાંચ્યા પછી વાંચનાર જાણી ચુક્યા હશો કે આ યુગલ ખરેખરો આનંદ અનુભવે છે. અસૂ એક ગ્રેજ્યુએટ થએલો નવયુવક છે અને સુરતની શાળામાં માસ્તર છે જ્યારે શરત્ તેની પ્રાણ; ભણેલી ગણેલી અને ગામની માનીતી છે. નવરાશના વખતમાં તે ગામની કન્યાશાળામાં એના જ્ઞાનનો લાભ દેવા જતી. અને ત્યાં અનેક પ્રકારના ભાષણો આપતી. આટલી ઓળખાણ વાંચનારાઓ માટે પુરતી છે.

આજે અસૂ નિશાળે ગયા પછી શરત પણ કન્યાશાળામાં ગઇ. તેને ત્યાંની હેડ મીસટ્રેસે દીદી સાથે બહુ જ બહેનપણાં થઇ ગયાં હતાં. દીદીની ઉમર ન્હાની છે છતાં જ્ઞાનમાં તો પૂર્ણ છે. એ પણ શરતને બ્હેનથી વધુ વ્હાલ કરે છેઃ અવાર નવાર મેળાવડા થતા તેમાં શરતનું ભાષણ હોય જ; આજે ગામના પ્રતિષ્ઠીત વેપારી તરફથી કન્યાશાળાનું નવું મકાન ખુલ્લું મુકવાનું હતું. નિશાળના મકાનને શણગારવામાં આવ્યું હતું. કંમ્પાઉન્ડમાં શામીઆનો-તંબુ નાખવામાં આવ્યો હતો ગામના સંભાવિત ગૃહસ્થો ઉપરાંત ગામનો કેળવાયલો પ્રજા વર્ગ અને બીજી નિશાળોના માસ્તરોની હાજરી પણ હતી. એટલે આવા મહાન મેળાવડામાં શરત ન હોય એ કેમ બને? સભા મંડપ ચિકાર ભરાઈ ગયો હતો-પ્રમુખસ્થાને એક જાગીરદાર હતા. શરૂઆતમાં બાળાના ગાયનો થયાં અને ત્યારબાદ સભાના શિષ્ટાચાર પ્રમાણે કેટલાક મસ્કાદાસોએ શેઠની વાહવાહ બોલાવી એક ખ્રીફ્લેસ બેરીસ્ટરે તો હદજ ઓળંગી.

છેવટે કન્યાશાળાના નામવાળું પાટીયું " પ્રેમકોરબાઇ કન્યા-શાળા " આમ લખેલ હતું તે પ્રમુખ મહાશયે ખુલ્લું કર્યું. આ નાટક તરફ કેટલાનું ધ્યાન ન હતું બીજાઓ તો શરતના ભાષણની રાહ જોતા હતા. ત્યાં શરત ઉભી થઇ અને ભાષણ સ્થાનપર ગોઠવાઈ ગઈ સોનું ધ્યાન તે તરફ ગયું શરતે પોતાનું ભાષણ શરૂ કર્યું.

" પુજ્ય પ્રમુખ સાહેબ, અને અન્ય મહાજન વર્ગ. માતાઓ, અને બ્હેનો ? આજના આ ભવ્ય મેળાવડામા મારા જેવી નાનકડી એક સ્ત્રી બોલવા ઉભી થશે એ ખ્યાલ કેટલા-કને નહિ આવ્યો હોય. આ કન્યાશાળાનું વિશાળ મકાન બંધાવી આપવા માટે અગાઉના બોલનારાએ ઉપકાર માન્યો છે છતાં ફરી હું મારી માતાઓ અને બ્હેનો વતી ઉપકાર માનું છું. ભવિષ્યના માટે ભારતના તનુજો માતાઓ આ મકાનમાં ભણવાની છે એક વાત અત્યારે મારા સાંભળવામાં આવી છે કે આ કન્યાશાળામાં ઇંગ્લીશ શિક્ષણ આપવામાં આવશે, જો કે ઇંગ્લીશ શિક્ષણ પ્રત્યે મને અભાવ નથી પરંતુ મારી પોતાની માન્યતા મુજબ કન્યાઓને તેવા શિક્ષણની કશીએ જરૂર નથી. છતાં જો એ શિક્ષણ અત્રે દાખલ કર-વામાં આવે તો હું તે તમોને કહું છું કે એવી કન્યાશાળાનો ત્યાગ કરવો ઇષ્ટ ગણાય. (તાળીઓનો અવાજ) ભારતની ભાગ્યદેવીઓને તમારે આવા મડમ બનાવવાના કારખાનામાં ભણવા મોકલવાની શું જરૂરત છે ?

ભરત, ગુંથણ, કે રાંધવાની કળા શિખવવાની સાથે ઇંગ્લીશ શિક્ષણ રાખવામાં આવ્યું છે તે એક લાલચ જ છે.

આવી લાલચોનો આપણે ત્યાગ કરતા શીખવું જોઈએ જો ઇંગ્લીશ શિક્ષણ કાયમ રાખવામાં આવશે તો આ કન્યા-શાળા આ શહેરને માટે દુઃખકર છે. પાશ્ચિમાત્ય રીતના વાજાં શીખવાય કે ગાતા શીખવાય એ આર્યઅબળા માટે યોગ્ય છે ?

મને બરાબર યાદ છે કે ગુજરાતી ભણેલ સ્ત્રીઓ પણ પોતાના પતિનું માન રાખતી નથી. પોતે પગાર લાવે છે તોરમાં સ્વામીને સંકટ આપવામાં સંકોચાતી નથી. ભણેલી સ્ત્રીમાંથી એંસી સ્ત્રીના પતિ દુખી હોય છે. કેટલીક પતિને નિયમસર ભોજન પણ બનાવી આપતી નથી. પોતાના શ્વસુર પક્ષના માણસો તરફ જરાએ પ્રેમ રાખતી નથી. કેટલીક તો પોતાના પતિને પુરૂં માન પણ આપતી નથી. જ્યારે ગુજરાતી ભણેલ સ્ત્રીઓના આવા મગજ બની જાય છે, ત્યારે ઇંગ્લીશ શિક્ષણ શું સ્ત્રીઓ માટે હિતાવહ છે ? હું એમ કહેવા નથી માંગતી કે સ્ત્રીઓ દાસી કે ચાકરડી છે ! કેટલીક ભણેલ ગણેલ સ્ત્રીઓ પોતાના માતા-પિતા અને પતિના નામને કલંક લગાડે છે. આ ઉપરથી તો કેટલીક સ્ત્રીઓના ધણીઓ તો તોબાહ પોકારે છે કે, "આના કરતાં તો અભણ સ્ત્રી મળી હોત તો સારૂં." એટલે મારે કહેવુ પડે છે કે સ્ત્રીઓ માટે ઇંગ્લીશ શિક્ષણ નકામું છે. આટલું કહી હું સૌ સાંભળનારાની ક્ષમા માંગી બેસી જવા માંગું છુ.

આ ભાષણ ઉપર કેટલાક અનુમોદનો મળ્યાં. હાર તોરા થયા પછી મેળાવડો ખલાસ થયો શરત અને દીદી બન્ને ઘરે

આવ્યા. ચા થવા લાગી. ત્યાં અસુ આવ્યો. શરતે દીદીની મુલાકાત કરાવી ત્રણેએ સાથે ચા પીધો.

( ૩ )

શરત અને દીદીનાં બ્હેનપણાં વધવા લાગ્યાં, અને એમાં અસુનોયે ભાગ હતો. આ ત્રિપુટીનો સંપ, સુખ અને આનંદ જોઇ ગામના ઇર્ષ્યાળુ લોકો ન કરવાની વાતો કરતા, દીદી નિશાળેથી છુટે અને જો રસ્તામાં અસુ મળે તો બન્ને સાથે ઘેર આવતાં. આવા સુખના દહાડા કંઇ સદા રહેવાના હતા? દીદીના ઘરે કોઇ નહોતું એટલે અસુના અત્યાગ્રહથી દીદીએ જમવાનું પણ ત્યાં રાખ્યું.

દીદી બાળવિધવા હતી, પરંતુ માતાપિતાના સારા સંસ્કારથી એની તીવ્ર બુદ્ધિનાં અંગે તે સારૂં ભણી. એનું આ વિશ્વમાં કોઈ નહોતું. જ્યારથી તે આ કન્યાશાળામાં આવી ત્યારથી કન્યાશાળાનો દિવસ ઉઘડી ગયો હતો. છતાં એનક માટે ગામમાં સારૂં ન બોલાતું. અગાઉનાં હેડ મિસ્ટ્રેસના વખતમાં જે શિક્ષણ હતું તે ચાલ્યું ગયું હતું; અત્યારે તો છોકરીઓને હારમોનીઅમ સાથે ગાતાં શીખવાતું હતું અને ડાંડીઆ રાસો લેવડાવવામાં આવતા હતા. દીદી વિધવા હોવા છતાં સધવા જેવો પોષાક પહેરતી; એનું ઇંગ્લીશ શિક્ષણ એમ કરતાં એને અટકાવી ન શકતું.

* * *

શરતની સુવાવડનો આજે વીસમો વાસો હતો. શરત ખાટલામાં સુતી હતી, પાસે પડેલ ખુરસી પર દીદી બેઠી હતી

અને તેની નજર સામેજ વીસ વાસાનું ન્હાનું બાળક એક સુંદર માચીમાં પડ્યું હતું. શરત અને દીદી બન્ને મૌન હતાં ત્યાં દિવાનખાનામાંથી અસુએ દીદીના નામની બુમ પાડી. દીદીએ આંખ આડા કાન કર્યા. બીજી વાર બુમ સંભળાઈ- દીદી ગઈ.

અસુ દિવાનખાનામાં આમ તેમ આંટા મારતો હતો દીદી આવી.

"તમે મને કેમ બોલાવી ?"

"આજ સવારથી મારૂં મન ઉદાસ છે. શરતના શરીરે કેમ છે ?"

"સારૂં છે, હવે કશા ઉચાટ કરવા જેવું નથી."

"દીદી..."

"બોલતા કેમ અટકી ગયા ?"

"શું બોલું ?"

"બોલી નાખોને ? રોજ તો મોટા મોટા ભાષણો કરો છો અને આજે આમ કેમ કરો છો? શું શરત યાદ આવી છે?"

"યાદ તો આવેજ ને ? એ તો સારૂં થાજો શરતનું કે તમોને એણે અહીં આવતાં જાતાં કર્યાં."

"ત્યારે શું અહીં મને રાખવામાં મારી શરતેજ મારી વકીલાત કરી છે ?"

"ત્યારે બીજું શું ! એનાજ આગ્રહથી મેં તેના વતી કહ્યું હતું."

" ભલું થજો મ્હારી બ્હેનનું."

" અમારૂં નહિ ને?"

" તમો વળી ક્યાં જુદા છો?"

" દીદી! આ આનંદ સદાકાળ રહે તો કેવું સારૂં!"

" જ્યાં સુધી પરમાત્મા સાનુકુળ હશે ત્યાં સુધી તો જરૂર રહેવાનો."

" સાનુકુળ ક્યાં સુધી રહેશે?"

" આપણા હૃદયમાં પ્રેમ હશે ત્યાં સુધી."

" પ્રેમ એ શું?"

" વાહ! વાહ! નાના ગગલા હશો! એક બીજાને ચ્હાવું તે?"

" ચ્હાવું! એ હજી તમોને યાદ છે?"

" અસુ! આજે તમે હદ ઓળંગો છો હો!"

" ના, ના. એવું કશુંએ મનમાં ન લાવતાં. દીદી! તમોને સાચી વાત કહી દઉં? ના ના, નહિજ કહું."

" કહોને! સાચી વાતમાં શેનો ખાર?"

" હું તમને ચ્હાઉં..."

" અસુ, આ શું બોલો છો? શરત જેવી સુલક્ષણા સ્ત્રીનો વિશ્વાસભંગ કરવાનો વિચાર તમારા મનમાં કેમ ઉદ્‌ભવ્યો?"

" જે હતું તે મેં કહ્યું." આટલું કહી અસુ દીદી તરફ ગયો, દીદીનો હાથ પકડ્યો. દીદીથી કશુંયે ન થયું,

કારણ કે દીદી તે અગાઉની દીદી ન હતી. અસુની વિદ્વતાએ એના ઉપર જીત મેળવી હતી; શરતની એને અદેખાઇ આવતી હતી. પણ આ જાત કેટલી ઉંડી હોય છે તેનો વાંચકને અહીં ખ્યાલ આવશે. જ્યારથી દીદીએ અસુને જોયો હતો ત્યારથી અસુને પોતાનો કેમ કરવો એજ વિચાર કરતી હતી તેવામાં આ અમૂલ્ય અવસર મળી ગયો. દીદી માટે પ્રાણ પાથરનાર બિચારી શરતને શું ખબર પડે કે મારા નશીબનું ચક્કર ફેરવનાર દીદીજ છે ! શરત તો ખાટલામાં સુતી હતી. છોકરો રડતો હતો, શરતે બેએક બુમ પાડી પણ ઉપલી વાતચીતમાં કોણ સાંભળે ? શરત આસ્તેથી દિવાનખાનામાં આવવા ઉઠી. બારણાં આગળ આવી તો શું જોયું ?

અસુ દીદીને ચુંબનથી વધાવતો હતો, દીદીના હાથ અસુના ગળામાં હતા. શરતને આ જોઇ ચક્કર આવ્યાં, પણ શરીર સંભાળી પાછી આવી સુઇ ગઇ... દીદી પણ અસુના બાહુપાશમાંથી છુટી પછી આવી શરતના બાળકની માવજત કરવા લાગી.

( ૫ )

શરત ન્હાઇ ધોઈ પરવારી, અસુ એને વારંવાર પીયર જવાનું કહેતો, અને છેવટ તે પીયર ગઈ. દીદીએ પણ શરતના જવા પછી અસુને ત્યાં જવાનું માંડી વાળ્યું. દીદીની ભુલ—જરાક જેટલી એકજ ભુલ—એને સાલતી હતી.

શરત પીયર આવી. તેના આત્માને બહુજ દુઃખ થતું હતું. એણે જોયેલું દશ્ય ભુલવા એ વારંવાર પ્રયત્ન કરતી;

પણ કેમે કરી ભુલાય નહિ. એને તો દીદી પર એટલો ક્રોધ આવતો કે ન પુછો વાત. પણ પોતાનો પ્રાણુ બસુ એનાથી રાજી છે એ વિચાર આવતાં થતા દુ:ખના ઘુંટડા ગળી જતી.

એણે એક દિવસ દીદીને પત્ર લખ્યોઃ

વ્હાલી દીદી!

મારા બે કાગળો તને મળ્યા હશે, દીદી, હું ત્રણ દિવસથી તારા પત્રની રાહ જોઉં છું, છતાં નિરાશા વિના કંઇ નજરે પડતું નથી. ઓ દીદી! શું તું મને માફી નહિજ આપે? એટલી ઉદારતા તું નહિ બતાવે? ઓ દીદી! આટલી બધી ક્રૂર ન થા, મને બહુ ના રીબાવ. અરેરે! પણ તું શુ કરે! મારાં કર્યાં હું ભોગવું છું.' ઓ દીદી! તને કરગરીને કહું છું કે એક ગુન્હો માફ કર. મને ના રીબાવ. હું મરૂં છું, હવે નથી લાંબો વખત ટકવાની શક્તિ. શરીરની તંદુરસ્તી તો દિવસ દિવસે બગડતી જાય છે તેમાં વળી માનસિક સ્થિતિની તો વાતજ શી કહું? મને ક્યાંઇએ ચેન પડતું નથી. ઝંખું છું ફક્ત એક તારો પ્રેમ અને પત્ર. અને જાણવા ઇચ્છું છું કે તારા હૃદયે મને માફી આપી કે નહિ. દીદી! હું તારો સ્નેહ માગવાને તો નાલાયક છું, તોપણ તારી દયાને લાયક પણ હું નથી? દયા કર, ઓ દીદી! તું દુઃખીને વધારે દુઃખી ન કર. બહુ ના રીબાવ, મારી એટલી અજ્ઞાનતાને માટે મને માફી આપ. હું બળું છું. ઓ દીદી! હું મરતીને બચાવવી તારા હાથમાં છે. દીદી! તું સુરતમાં ક્યાં સુધી રહેવાની...જવાનો વિચાર ક્યારે છે? વગેરે નહિ

લખી જણાવે? તારો પત્ર આવેથી આવવાનો વિચાર કરું. અને તું ત્યાં હોતો ત્યાં આવી તારી માફી માંગું. મને નથી વિચાર થતો મારી જીંદગીનો કે નથી વિચાર થતો સુરત જવાનો. તું કહે, દીદી! તું કહે. હું તને પગે પડીને કહું છું કે કંઇક દયા લાવ. મારું બાળક તારે હવાલે છે.

લી૰ તારા ચરણમાં પડી ક્ષમા માગતી એક
અપરાધીનિ અજ્ઞાન એક વખતની
તારી શરત્‌ના પ્રણામ.

વાંચક! દીદી પર શરતે પત્ર લખ્યો. દીદી અસૂને ત્યાં ન જતી પરંતુ એ સંયમ ઝાઝો વખત ન રહેતાં અસૂ અને દીદી બંને એક બન્યાં. અને શરત્ પીયરમાં પડી રહી. ત્યારે દુઃખી જીગરે શરતે દીદીને પત્ર લખ્યો. અને બીજો પત્ર તેજ દહાડે પોતાના વ્હાલા પ્રાણ અસૂને લખ્યો.

**વ્હાલા અસૂ મારા પ્રાણ!**

મારું હૃદય બહુજ મુઝાય છે. હું શું કરું? અસૂ! મારી માનસિક સ્થિતિ દુઃખીમાં દુઃખી માણસો કરતાંએ બુરી છે મારી દયા અત્યારે કોઇને આવે તેમ નથી, કેમકે બધાં મારી શારીરિક સ્થિતિ જોઇને દુઃખી થાય છે, પણ માનસિક સ્થિતિ જાણનાર માત્ર તમો એક છો. અને તમેય પણ જ્યારે મારી પ્રત્યે આટલા બધા નિષ્ઠુર થયા છો તો પછી દુનીઆમાં એવું કોણ છે કે જેને મારી દયા આવે? અસુ! હું તો હવે મોતની શિક્ષાને લાયક છું. નથી ખમાતી એ તિરસ્કારભરો દષ્ટિ-નથી ખમાતો અસુ, તમારો રોષ.

અસુ, મારા જીવનમાં મેં હાથે કરી ઝેર ભેળવ્યું છે. ઓ પ્રાણ! આટ આટલો વિશ્વાસ રાખનારાને પણ એક ક્ષણે ઘડીભર તમારો વિશ્વાસ ઉઠી ગયો. મને લાગે છે કે આ મારો અસુ ન હોય. મારા હાથે જ કુહાડી મેં મારા પગ ઉપર મારી છે. અસુ, હવે હું ઘણી પસ્તાઉં છું. પણ શો ઉપાય! એક તરફથી મારૂં હૃદય ડંખે છે ત્યારે બીજી તરફથી તમારો તિરસ્કાર મને બાળીને ખાખ કરી નાખે છે. અસુ, જે નેત્રોની આસપાસ ચકોરીની પેઠે નાચતી કુદતી, મ્હાલતી, અસુ, એજ નેત્રો–તેજ દૃષ્ટિ મને તિરસ્કારથી બાળી મુકે છે. અસુ, સંસારથી દાઝેલી હોઉં તો તમારી પાસે આશ્વાસન લઉં! પણ તમારાથી બળતી હોઉં ત્યાં આશ્વાસન ક્યાં લઉં? મારા માટે મરવા સિવાય બીજો રસ્તો નથી. અસુ, બતાવજો જેટલી નિર્દયતા–જેટલો તિરસ્કાર હોય તેટલો એકી સામટો બતાવી દેજો એટલે વહેલો આરો આવે મારી જીંદગીનો. અસુ, મારા સ્નેહની કિંમત ન કરતાં તેના સ્નેહ માટે તમારે આકર્ષાયા છો. આટલીજ મારી ઇર્ષા. બસ એજ ઇર્ષાએ મારા આ હાલ! હું સ્ત્રી જાત છું મને ઇર્ષા કેમ ન આવે તેનો ખ્યાલ મારી આંખે જોઇ વિચાર કરજો અસુ.

મારા પર દયા નહિંજ કરો? મને ના રીબાવો, આમ કરતાં પહેલાં તમારા હાથેજ મને મારી નાખવી હતી.

આ મારો છેલ્લો પત્ર માનજો. આ સાથે તમારી દીદીપર પણ જુદો પત્રો લખ્યો છે. બાળકની સંભાળ તેને સોંપજો,

લી૦ રડતી કકળતી, દુઃખીમાં દુઃખી થઇ ગએલી
ક્ષમા માગતી તમારી દીન દાસી શરતૂના
પ્રણામ.

કાગળ પુરો કરી બન્ને પત્રો ટપાલમાં નંખાવ્યા અને શરતે ઝેર પી આપઘાત કર્યો.

*       *       *

અસુ અને દીદી સુરત છોડી મુંબઈ આવ્યાં અને પૂર્નલગ્ન કર્યાં. શરતનું બાળક દીદીને સોંપાયું. વાંચક, આમાં કોણ ગુન્હેગાર ?

## કમનસીબની કહાણી

સુખ અને સંતોષમાં રહેતાં માતા પિતાને ત્યાં જન્મ ધારણ કર્યો. જેમના જીવન નિષ્કલંક છે એવા બા અને બાપા હોવા છતાં મેં ઉભયકુળને લાંછન લગાડયું. "આ બધું કેમ થવા પામ્યું" એ વાતનો જ્યારે જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે દિલને બહુજ આઘાત થાય છે.

ન્હાની હતી ત્યારથીજ હું ફુટડી ગણાતી અને આથી અમારી પાડોશણની પુત્રીઓ આખો દિવસ મારી પાસેજ રહેતી; મારો પડયો બોલ ઝીલવા સદા તૈયારજ રહેતી.

નાનપણની નિર્દોષ રમતગમતોમાં અમો અમારો સમય પસાર કરતાં, નદીમાં રેતીના કૂબા બનાવતાં અને રમીને

થાકતાં ત્યારે એ રેતીના ઘર ભાંગી ઘેર ચાલ્યા જતાં.

ગોરોના-મોળાકતના દિવસોમાં અમો બહુજ આનંદ કરતાં, સાંજના ગામની ભાગોળે આવેલી નદીની રેતીના પટપર અમો સ્વચ્છંદે વિચરતાં; ત્યાં રોવાકુટવાની નિશાળ ઉઘાડતાં અને દેડાની રમત રમતાં. અને રાત્રે જાગરણ કરતાં.

અમારા જાગરણમાં સવારોસવાર જાગવાનું જ્યારે આવતું ત્યારે અમે બધા મળી રાસડા ગાતાં, બાર વાગી ગયા પછી "મીઠાઇની માટલી" નું ગીત ઉપાડતાં અને સૂતેલાઓને જગાડવાનો આનંદ લુટતાં. આટલેથી અમારા જાગરણની સમાપ્તિ ન થતી; વખતે તો અમો નાટક પણ કરતાં, કેટલીક છોકરીઓ પુરુષોના પાર્ટ કરે, આવામાં એકાદ બે સમરસ્વથી છોકરાઓ પણ હોય.

આવું નાટક અમોએ ભજવેલું. તે વખતે 'કામસેન રસિકા' 'ચિત્રસેન ચંદ્રિકા' આવા નાટકો બહુજ વખણાતા અને તેથી અમોએ પણ "ચિત્રસેન ચંદ્રિકા"નું નાટક ભજવેલું. એ વખતે મારા લગ્ન થઇ ગયાં હતાં. પરંતુ પતિપ્રેમના અનુપમ લ્હાવા લઇ નહોતા લીધા. મને આણે નહોતી વળાવી.

અમારા 'ચિત્રસેન ચંદ્રિકા'ના નાટકમાં હું ચંદ્રિકા થઇ અને કામસેનનો પાર્ટ અમારી પાડોશમાં રહેતા નાનાલાલે ભજવેલો. પતિ પત્નિનો એ પાર્ટ એટલો તો આબાદ ભજવાયો કે અમારા બંનેના દિલમાં તે રમી રહ્યો. કમનસીબીના પગરણ મંડાયા-હું પાપનું પહેલું પગથીયું ઉતરી, મારૂં શિયળ-

ધન એ કામસેન સ્વરૂપ નાનાભાઈએ લૂંટી લીધું "લૂંટી લીધું" એ શબ્દ વધારે પડતો છે કારણ કે મેં ભાવે કભાવે પણ લૂંટાવા દીધું.

અમારો ગુપ્ત સંબંધ થોડોએક વખત ચાલ્યો કારણ હું ઉમ્મરમાં આવેલી હોવાથી આ વાત મારા જોબનથી ન જીરવાઇ અને અદેખી સખીઓ મારૂં સુખ ન સાંખી શકી એટલે એ બધું બહાર પડી ગયું. બા અને બાપાને આ બનાવની ખબર પડતાં તરતજ આણું કરી મને સાસરે વળાવી.

શ્વસુરગૃહે આવી પતિદેવનો પ્રેમ મેળવવા પ્રયત્ન કર્યો પરંતુ મારા મનની બધી મનમાંજ રહી ગઇ; મારા પતિની નિરસતાએ મારા દિલપર કારમો ઘા કર્યો. હું મનમાં ને મનમાંજ દાઝવા લાગી. આજે હું બીજાનું સુખ જોઇ મનમાં બળતી.

સાસુ મારાપર અથાગ હેત રાખતાં. મારા સાસુની ગણના સ્વરૂપવાનમાં ગણાતી અને સસરો પૈસાદાર એટલે પાંચમાં પુછાતાં પણ ખરાં.

હું સાસુજીને ગમી ગઇ હતી કારણ કે મેં તેમના આકળા સ્વભાવનો તરતજ અભ્યાસ કરી લીધો હતો અને તેમને જેમ સંતોષ મળે તેમ હું ચાલતી.

બૈરાંઓ નજીવી વાતમાં લડી મરે છે એ વાત મેં અનેક વખત વાંચેલી સાંભળેલી અને ઘણીએ વખત નજરે જોએલી પરંતુ જાતી અનુભવ થયો નહતો, પણ એક અશુભ પળે મને તેનો અનુભવ થયો અને એ વાતે મારામાં કંઈક નવું દાખલ થયું.

એક સવારે હું બની ઠની નદીએ જળ ભરવા ગઈ, વહેતાં નિર ભરવાનાં હતાં. પાણી ભરતાં ભરતાં એક બાઈના બેડાપર જરા મારાથી છાંટા પડી ગયા—બસ જોઈ લ્યો એનો મીજાજ—ગરમીનો પારો એકદમ વધી ગયો મેં એની માફી માગી, પણ એને મારી માફીની પરવા નહતી. કજીયાનો અંત આણવા મેં તરત ઉતાવળથી બેડું ભરી માથે લઈ ચાલવા માંડયું. બે એક પગથીઆં ઘાટનાં ચડી હોઈશ કે મારા કાને નિચેનાં શબ્દો સંભળાયા.

" મોટી અમીરજાદાની દીકરી ન જોઈ હોય તો પણ રાં...ડ ને ક્યાં ખબર છે કે સાસુ તો સાહેબ સાથે ગૃહસંસાર ચલાવે છે. અને સસરો તો દારૂબાજ છે અને રાં....ડનો ધણી તો ન...મા...લો છે." બાઈ આ જમાનામાં કોણ કોને પુછનાર છે!"

મૂંગે મોઢે આ બધું સહન કરી હું ચાલી ગઈ.

પણ ઉપરની વાત જાણવામાં આવ્યા પછી સત્યાસત્યનું ભાન થવા માટે મેં ગુપ્ત રીતે ઉપરની દરેક વાતની તપાસ કરી તો તમામ વાત સાચી જણાઈ.

અગાઉ તો સાસુ શિખામણ દેતાં કે બે શબ્દ બોલતાં તો હું સહન કરતી પણ ઉપરની વાત જાણ્યા પછી મેં આંખ આડા કાન કર્યા. સાસુ પણ મારા માથાની હતી એટલે મને જુદી કાઢી.

અમો ધણી ધણીઆણી મુંબાઈ આવ્યાં, પરેલમાં અમો

સાધારણ ભાડાની ખોલીમાં રહેતાં. મારા ધણી એક ડેરી ફાર્મ-માં નોકરી કરતા.

અમારી પાડોશમાં એટલે પડખેની ખોલીમાં એક નાટક કંપનીનો એક્ટર રહેતો હતો. એ 'બ્રાઉન' એ નામથી ઓળખાતો.

મારા ધણીના ટુંક પગારમાં મારી નાનપણાની ફેશનો શી રીતે પૂરી પડે! અનેક જાતના સ્વચ્છંદાચારોને અને મોંઘા મૂલના વસ્ત્રોને પહોંચી વળવા માટે પૈસાની જરૂર મને દેખાવા લાગી.

ચંદ્રિકાનો પાર્ટ મને યાદ આવ્યો, મારી એ નજીવી ભૂલ અત્યારે તાજી થઈ, લાલચે મને લલચાવી અને આખર ગરી-બાઇ મટાડવાની દવારૂપ મારા સુખ અને વૈભવ માટે મેં બ્રાઉન સાથે વાતચીતનો સંબંધ શરૂ કરી દીધો.

હું એ નાટકવાળાની થઇ. મારે ખાતર એ અનેક પ્રકારે મારી વાંચ્છનાને તૃપ્ત કરવા માટે તન, મન અને ધન-થી મદદ કરતો. અમારો અને એનો સંબંધ દિનપ્રતિદિન વધવા લાગ્યો, અને ત્યાંથી અમો મકાન બદલાવી અન્ય સ્થળે સાથે રહેવા લાગ્યાં. મારા પતિદેવ પણ સાથે હતા, હું આગળ જણાવી ગઇ છું કે મારા સ્વામી નિરસ હતા. પુરૂષત્વપણાને અને તેમને બારમો ચંદ્રમા હતો.

જુદા રહ્યા પછી એકાદ વખત હું વતનમાં જઈ આવી ત્યાં મેં પુત્રને જન્મ આપ્યો. અને તેનું નામ મેં મહાદેવ પાડ્યું.

મહાદેવનો ચ્હેરો આબેહુબ બ્રાઉન જેવો હતો. એનું નાક-રૂપ સરખાં હતાં બ્રાઉન તો ગયો. પણ હું દેશમાં જતાં મારો ને તેનો સંબંધ પુરો થયો. યાદગીરીમાં મારો મહાદેવ.

ધણીની મરજીમાં સહકાર હતો એટલે ધણીઆણી શા માટે પાછાં પગલાં ભરે અને આજીવિકા ખાતર નહિં તો પણ મારી લાલસાને તૃપ્ત કરવા ખાતર મેં અનેક ફૂછંદો ચાલૂ રાખ્યા.

આખર મુંબઈનો ત્યાગ કરી વતનમાં આવી, કંઈક ધર્મ ધ્યાન તરફ ધ્યાન લગાડવાનું મન થયું, અને એક મંદીરે જવા લાગી. મંદીરના મહંત તો બહુજ પવિત્ર અને સત્સંગી હતા; પરંતુ એની આસપાસનું મંડમ દાંભિકતાનું ભરેલું હતું.

મારી વાસનાઓ ઉપર હું ધીરે ધીરે જીત મેળવવા લાગી, અગ્નિને શાંત કરવા માટેના સઘળા ઉપચારો કરવા માંડયા તેવામાં એકાએક ધૃતરૂપી એક કથાકાર મંદીરમાં આવ્યો, અને એની વાણી તથા મોહક ચહેરાએ મારી બધી મહેનત પાણીમાં મેળવી દીધી.

એ કથાકારના શબ્દો બહુજ મીઠા લાગતા એનાં સૌંદર્ય-નો ઉપભોગ કરવાનું મને મન થઈ આવતું અને એ ગુપ્ત પાપાચારી કથાકારે પણ મને મેળવવા પ્રયત્નો આદરી દીધા.

" રોતી'તીને પીરીયાં મળ્યાં " એટલે મારી મનોવાંચ્છ-ના તૃપ્ત થઈ અને એ કથાકાર મારા ફંદમાં ફસાયો, અને હું એની ગોદમાં દબાઈ.

મારો મોટો દીકરો મહાદેવ આ બધું જાણતો હતો છતાં બાપના ગુણ તેનામાં ઉતર્યાં હોય તેથી કે મારા દાબથી એ

જરાએ બોલતો નહિ અને જ્યારે એ કંટાળતો ત્યારે ચાર છ દહાડા એના મિત્રોમાં ચાલ્યો જતો.

અમારો સંબંધ વધારે વખત ન ચાલ્યો, કારણ કે એ તો "ઉડતા પંખી" આજ અાંહિ તો કાલ કયાંઇ. એટલે એના આખ્યાન પુરા થતાં એ ચાલ્યો ગયો.

આ વાતને ખાસા બાર બાર વર્ષના વાયરા વાઇ ગયા.

મારા 'કર્મનું ફળ' મને મળી ગયું. મારા માહાદેવને મેં પરણાવ્યો, મારી સાસુનો મેં ત્યાગ કરી જુદું ઘર વસાવ્યું, તેમ મારા મહાદેવની વહુ આવતાં એ પણ જુદી થઇ.

મારા સાસુ સસરો મરણ પામ્યા, પતિ દેવ તો આવતાજ નહિ. મારા શરીરના દરેક અવયવોમાં ન સહન થાય તેવી પીડા શરૂ થઇ હતી. અનેક વૈદ્યો ડોકટરોદ્વારા મારી દવા કરવામાં આવી. છતાં મારૂં દુઃખ જરાએ ઓછું નજ થયું અને આ અસહ્ય દુઃખના ભારથી કંટાળી એક રાત્રે મેં ઝેર પીધું.



## મુખમેં રામ ઓર.... ..?

જ્યારે મને પરણાવી ત્યારે મારામાં વિચારશક્તિનો અભાવ હતો, અને કદાચ કોઇ વિચારશક્તિવાળી હોય છતાંયે માબાપની ઇચ્છાને માન આપવું એ પવિત્ર પુત્રીની ખાસ ફરજ.

અમારા ભાવી સુખનો સાથ, જીંદગીના સઘળા દિવસો અરે કલાકો તો, શું પણ મિનિટ જેની સાથે કાઢવાનો છે તેની શોધ કરનાર અમારા બા અને બાપા.

સારો કુળવાન ગૃહસ્થ જોવા તરફ અમારા માવતરોનો ખાસ પક્ષપાત હોય છે. એ કુળવાન અને ગૃહસ્થ હોય

પછે એનાં બીજા દુરાચરણ તરફ જરાએ નજર સરખી પણ કરવામાં આવતી નથી.

—અને આજ રીતે કુળવાન ગણાતા એક યુવક સાથે મારૂં વેવીશાળ થયું. તે દિવસ મને હજીએ યાદ છે કારણ કે તે વખતે મને નવાં લુગડાં પહેરાવેલાં એટલે એ હું કેમ ભુલું!

મારાં લગ્ન થયાં અને હું ઉમ્મર લાયક થઇ હોવાથી મને સાસરે વળાવવામાં આવી.

આટલા વખતમાં મારા પતિદેવે અને મેં પત્રદ્વારા અમારી ઓળખાણ કરી લીધેલી. એમના પત્રો છલોછલ પ્રેમથી ભરેલા આવતા અને હું કંઇક સમજતી થઈ હતી એટલે એમાં મને આનંદ અને સંતોષ થતાં.

મારા બા, અને બાપાનો થોડોક ઇતિહાસ કહું?

અમારી જ્ઞાતિમાં અમો સાધારણ ઠીક ગણાતા. પિતા સાધારણ નોકરી કરતા અને એ જુજ પગારમાં મારી માતા અમારો વ્હેવાર ચલાવતી. મારો એક ભાઈ હતો, પરંતુ એ બાલ્યાવસ્થામાંજ યમને શરણ થયો હતો, અને ત્યારથીજ હું કંઇક મોઢે ચઢી. અરે! મારી માએ મને ખોટા હેતમાં મારા જીવનમાં ધીરે ધીરે ઝેર ભેળવવા માંડયું.

હું સાસરે આવી, મારૂં સાસરૂં મારા ગામમાંજ હતું મારા સાસુ તો મારા સગપણ પહેલાં સ્વધામ પહોંચેલા અને સસરો વૃદ્ધ હતા, પરંતુ એ જુદા રહેતા હતા.

પતિદેવે દેશ પરદેશમાં થોડો વખત પસાર કર્યો–નાની મોટી નોકરી કરી પરંતુ નશીબે યારી ન આપી તે નજ આપી અને નફામાં મુંબઇ જેવા શહેરમાં રહી શરીરને વેડફી નાંખ્યું. વાર્યા ન રહ્યા તે હાર્યા વતનમાં આવ્યા અને બાપીકી જમીન પર દેખરેખ રાખવાનું શરૂ કર્યું.

દરેક ધંધામાં થોડો થોડો અનુભવ લઇ કંટાળેલા મારા જીવનધને ધનપ્રાપ્તિ માટે જમીન પર જાતી દેખરેખ અને મહેનત સુદ્ધાંત પણ કરવા માંડી. આટલું છતાંયે "ગરીબનું નશીબ ગરીબ" એ ન્યાયે કંઇક સુખ મળે તે પહેલાં મારા પતિરાજ ન્હાની વયમાંજ ચાલ્યા ગયા–સ્વર્ગે સીધાવતાં હું એકલી અટુલી કોને શરણે જાઉં? મારા પહેરવા ઓઢવાના કોડ મારા મનમાં સમાયા, અવનવા વિચારો આવવા લાગ્યા, પણ એ વિચારને પોષણ આપનાર કોણ?

પોષણ વગર તો વૃક્ષ પણ સુકાઇ જાય છે. મારા વિચારો પહેરવા ઓઢવા તરફ વળેલા હતા પરંતુ એ વાત કોને કહું?

* * *

આ બધું દુઃખ વિસારે પાડવા માટે હું ધર્મ ધ્યાન કરવા લાગી, દેવમંદિરે દર્શને જવા લાગી, હું એટલું તો સમજી ગઇ હતી કે જ્યારે દર્શનાર્થે નીકળતી ત્યારે જુવાની-આઓ મારા દર્શન કરવા ઉભા રહેતા, અને આથી મને પણ એક વિચાર આવ્યો કે શું હું સ્વરૂપવાન હોઇશ?

કઢેલાં દુધ મહારાજ માટે હું લઇ જતી, અને એ કામો-દિપક મસાલાના દુધ મહારાજ અને તેના અનુયાયિઓ વાત

વાતમાં જરાએ આનાકાની વગરે ગટગટાવી જતા. મહારાજની નજર મારા તરફ વળે તે પહેલાં તો એક રામ ઢોલ જેવો જાડો બાવો એકાંત મળતા કે પ્રદીક્ષણામાં મને બોલી બાળતો અને આથી આગળ વધી એ શારિરીક ચેષ્ટાઓ કરવાનું ન ભૂલતો. હું એને ધીક્કારતી હતી, અને મેં આથી એવો વિચાર કર્યો કે આ દેવમંદીરમાં આવવા કરતાં હવેથી સ્ત્રીઓના મંદીરે જવું. આ વિચાર અમલમાં મેલું તે પહેલાં તો એક સવારે જ્યારે હું દર્શને ગઈ ત્યારે -મહારાજ અંદરના ભાગમાં બેઠા હતા, હું બ્રાહ્મણ હોવા છતાંયે ચર્ણ સ્પર્શ કર્યા એટલે એકાદ બે સ્ત્રીઓ અને ભકતો હતા તે સર્વે ચાલ્યા ગયા, મહારાજે મારા પર હસ્ત નાંખ્યો અને હું છુટી નાશી જાઉં તે પહેલાં તો મારૂં શિયળધન જાનકીદાસ કે રામકીસનદાસ ગણાતા મહારાજે લુંટી લીધું.

આ બનાવ પછી એ મંદીરનો મેં ત્યાગ કર્યો.

દેવમંદીરોમાં વસતા સાધુ, સંતો મહારાજો આવા કર્મ કરતાં જરાએ નહિ ડરતા હોય? પારકાને જતી કરવા ખાતર મુખમેં રામ બગલમાં છૂરી માફક શું પોતે ભગવા ધારણ કરતા હશે? આવી બધી પંચાતોમાં ન પડવા મેં સ્ત્રીઓના મંદીરે જવાનું ચાલુ કર્યું.

આવા સ્ત્રી મંદીરમાં કૃષ્ણ કે શ્રીરામની મૂર્તિઓ રાખી તેની સેવા કરનાર એક વિધવા બાઇ આવા મંદીરની અધીષ્ટાત્રી ગણાય છે. તે પણ કાન ફૂંકી ચેલીઓ વધારવા ચુકતી નથી. આ વિધવા બાઇનો આધાર દર્શને આવતી

સ્ત્રીઓ પર ખાસ કરીને હોય છે. હું ત્યાં જવા લાગી, મારા પાસે સાધારણ પૈસા ઠીક ગણાય એટલે અવારનવાર ભગવાનને ચરણે ભેટો ધરતી. આવી રીતે ભેટ ધરનાર તરફ ખાસ પક્ષપાત રાખવામાં આવે છે. દરેક મંદીરમાં હોય છે તેમ આંહિ પણ આંતર અને બાહ્ય એમ બે વિભાગ હતા. પ્રથમ હું બાહ્ય વિભાગમાં હતી પરંતુ જ્યારથી મેં ભગવાનને ભેટ ધરવા માંડી ત્યારથી ધીરે ધીરે મને આંતર વિભાગમાં જવાનો લાભ મળ્યો.

આંતર વિભાગમાં અધિષ્ટાત્રીની ચેલીઓ ઉપરાંત એકાદ બે બાળવિધવાઓ હતી અને તેમાં મારો એક વધારો થયો.

મારા માન વધારે હતાં કારણ કે હું ભેટો દેનારી હતી. અમારા મંડળમાં મારીજ ઉમરની જમના નામની એક બાળવિધવા હતી. લોકો એને ધાર્મીષ્ટ જાણતા. પાંચમા પુછાતી, એના ચારિત્ર માટે સર્વને માન હતું. એનાં ભજનો ભાવે ભાવે સાંભળવાની મજા આવતી, એ જ્યારે એના મધુરા સ્વરથી ભજન ઉપાડતી કે—

ડુંગર ઉપર એક ડુંગરીજી,
એનો ઘડનારો ઘટડાની માંય
કાયાનો કારીગર હંસલોજી...

સારા સારા ગૃહસ્થો ઉપરાંત અમલદારને ત્યાં પણ ભજનો થતાં, એનો અને મારો સહવાસ વધવા લાગ્યો. એ બાળ વિધવા જમનાએ એક દહાડો બપોરના મને પોતાને ઘરે બોલાવી. અમો ગુરૂ બહેનો હતાં, અને જીવ પણ મળી ગયો હતો એટલે જવા માટે જરાએ આનાકાની ન હતી.

હું એના કહેલા વખતે ઘરે ગઈ. એનું મકાન એક શરીઆમ રસ્તાની ગલીમાં આવેલ હતું. એના ઘરમાં એના સિવાય અન્ય કોઇ નહતું, મારો સત્કાર સારો થયો, ચા પાણી થયાં અને ઉપલે માળ મને લઇ ચાલી.

એક વાત કહેવાની રહી જાય છે. આ જમનાનાં સ્વામી કેટલાક મકાનો અને પૈસા મુકી ગએલો પરંતુ જમનાના જોડે અમુક રકમ આપવા માટે કહેલું છતાં એ તમામ મિલ્કતના વારસા માટે કોર્ટે ચડી હતી.

આજ જમાનાના ચ્હેરાપર આનંદ ન હતો. એ જ્યારે હું ઉપલે માળ ગઇ ત્યારે જોવા પામી. સ્હેજ મેં કારણ પુછયું. ત્યારે મને જવાબ મળ્યો કે, એ આનંદ તમારા વિના, તમારી સહાય વિના મળી શકનાર નથી.

"બ્હેન ! મારા તરફની દરેક જાતની મદદ આપવા હું તૈયાર છું."

"જો જો હો ? આંહિ આવ' એક તદન ખાનગી વાત છે, વાત એમ છે કે—

મારી મિલ્કત માટે આંહિની કોર્ટમાં કેસ ચાલે છે, અને આંહિના એક અમલદાર પાસે આ કેસ છે, વાતને વચ્ચે અટકાવતાં મેં કહ્યું "આમાં મારા તરફની કયા પ્રકારની મદદની જરૂર છે."

"બ્હેન તું સાંભળ તો ખરી ! એ અમલદાર પાસેથી તો કામ કરાવેલું છે પરંતુ, અમારો કેસ આગળ જવાનો છે અને તે ચલાવવાનું કામ મુખ્ય અમલદારના હાથમાં છે. એના

પાસે હું એ સબંધી વાતચીત ચલાવી આવી ત્યારે એ અમલદારે મને એક વાત કહી પણ બ્હેન ! એ કહેતાં મારી જીભ ઉપડતી નથી."

" બ્હેન તારી ગમે એવી વાત હશે એ મારે મંજુર છે."

" જો ત્યારે સાંભળ એ અમલદારની નજર તારા પર છે, અને એનું કહેવું એમ છે કે આ વાત તારી બ્હેનપણી ચપળા..........

" સમજી, પણ જમના ! વાત એમ છે કે આવા પાપાચાર તરફ મને સંપૂર્ણ ધીક્કાર છે. એ અમલદાર જો વિધૂર હોય તો હું પુનર્લગ્ન કરવા તૈયાર છું સમાજમાં ભક્તિવાન ગણાવું, સારા સારા મનુષ્યોમાં આપણો ભારબોજ, લોકો આપણને સમાજના સ્તંભ ગણે છતાં આવા પાપાચાર-ગુપ્ત પાપાચાર તરફ મને ધીક્કાર છૂટે છે. તારા સુખને ખાતર-મારે મારૂં શરીર વેચવું-એ જો તને રૂચતું હોય તો હું મારા જીવનનો ભોગ આપવા તૈયાર છું "

" ચપળા ! તારા શબ્દો મારા વિચારો ફેરવી નાંખે છે, છતાં મારો લાભ એ વિચારોને દૂર કરે છે-બ્હેન, તને શું કહું, આ આપણા મંદીરોમાં આવતી કેટલીક બહેનો, વિધવા બહેનો રામની ભક્તિ કે કૃષ્ણના પદો ગાવા આવે છે પરંતુ એ બધા ઉપરના જાણવાનાં છે મારા જીવનને આ રસ્તે ચડાવનાર આ ધર્મમંદીરજ છે-ચપળા ! ગમે તેમ કર પરંતુ મારા લાભને ખાતર તારે તારા શિયળ ધનનો ભોગ આપવો પડશે."

અને આખરે થયું પણ એમજ. અમારી વાતો ચાલતી હતી તે દરમ્યાન તે અમલદાર ત્યાં આવી પહોંચ્યો અને

એકાંતનો લાભ લઈ–ભાવે કભાવે મારા શિયળ ધનને લુંટી લીધું–લુંટાવા દીધું–

અમલદાર ચાલ્યો ગયો, અને જમના મારા પાસે આવી. એણે કેટલીક વાતો કરી, લાભ બતાવી મારી માફી માગી. મારા જીવને ઉદ્વેગ હતો, મેં અમલદારને ફજેત કરવાનો વિચાર રાખ્યો પરંતુ એ વાત બહાર મુકું તે પહેલાં તો આ જીવનથી કંટાળી મેં પુનર્લગ્ન કરવાનો વિચાર રાખ્યો અને અંતે પુનર્લગ્ન કર્યાં.

*　　　*　　　*

અત્યારે હું એકાદ ગામડામાં શિક્ષિકા તરીકે રહી મારૂં જીવન ગુજારી રહી છું.

# રાજ્યદ્રોહી

લલિતપૂરની જાગીર હમણાં હમણાં જનતાની નજરે વધારે ચડી હતી, અને તેનું કારણ એ હતું કે જાગીરદાર પ્રજાને દરેક રીતે ચુસી, કર વેરા વધારી, બાપીકી મિલ્કત હોવા છતાં જાગીરદારનો કાયદો અનેક પ્રકારે પ્રજાને પીડતો હતો.

આવા જુલમ સામે એક હરફ ઉચ્ચારવાની વસ્તીમાં તાકાત ન હતી. અને તાકાત ન રહેવા પામે એનું કારણ એ હતું કે કુહાડામાં હાથો ભળ્યો હતો; અર્થાત કેટલાએ પ્રજાદ્રોહી આ પ્રજાપીડનનિતિમાં સાથ આપી રહ્યા હતા. સામાજીક સેવાના દંભના ઓઠાં નિચે, વસ્તીમાંના કેટલાકને અનેક

પ્રકારના પ્રલોભનથી લલચાવીને મનસ્વી કાયદાઓ પસાર કરવા; પછી ભલે એ પ્રજાને નીચોવી રહ્યા હોય

જાગીરદાર જ્યારે આ કાર્ય કરી રહ્યા હતા ત્યારે પ્રજાનો યુવાન વર્ગ સાવ ચૂપ ન હોતો રહ્યો. યુવાનના વડીલો યુવાનના આચરણથી વિરૂદ્ધ હતા છતાં કશુએ કહી ન હોતા શકતા. નાનું સરખું એક યુવાનોનું મંડળ હતું અને તેનો સ્થાપક પિતા હરસુખ હવે ઉઘાડે છોગ જાગીરના જુલ્મી કાયદાઓ સામે બોલતો. જાગીરદારને આ મંડળ કરતાં હરસુખનો ડર વધારે રહેતો. હરસુખને કોઈપણ પ્રકારે ઠંડો પાડવો હતો. એને મળતી સ્કોલરશીપ બંધ કરવામાં આવી, એનાં ખેતરમાં પણ વિઘ્ન આવવા લાગ્યાં, લાઇનદોરીનો ભય બતાવ્યો છતાં હરસુખ તો પોતાને માર્ગે કામ કરતો હતો.

એને એકાદ વખત નોકરી આપવાની લાલચ બતાવી, વધારે અભ્યાસ માટે સગવડ કરી આપવામાં આવશે એવા દિલાસા દેવાયા પણ સેવાધર્મી હરસુખ હસતે મોઢે ઉપકાર માનતો.

* * *

જેમ તેમ સહન કરીને હરસુખે B. A. ની ઉપાધી તો મેળવી. અને તે પછી ત્રણજ મહિનામાં હરસુખની વિધવા માતા મરણ પામી.

હવે હરસુખ સામાજીક સેવામાં પડયો. રાજકિય પ્રશ્નોનો ઉકેલ એ અચ્છો કરતો, ખેડુતોના જુલ્મોની પરંપરાની નોંધ કરી એણે વડી સરકારમાં અરજી કરી. વડી સરકારે ખાનગી તપાસ કરી જાગીરદારને દબાવી ફડચા કર્યા.

અને તે દિવસ પછી જાગીરદારની આંખમાં હરસુખ કણાં પેઠે ખુંચવા લાગ્યો. હરસુખને હેરાન કરવાના અનેક રસ્તા યોજાયા, એને માટે ખાસ માણસો નિમાયા

હરસુખની જોડમાં કોઇ ન હતું, આજનો યુવાન વર્ગ બોલે છે તેટલું કરવા અશક્ત છે એમ હરસુખ જાણતો હતો એટલે એ કોઇને આગ્રહ કરી પોતાના મંડળમાં ભેળવતો નહિ. વધારે તો એમ હતું કે હરસુખ રાજ્યદ્રોહી ગણાતો. અને આવા રાજ્યદ્રોહી ગણાતા માણસને કન્યા પણ કોણ આપે? છતાંયે કોલેજના જીવનમાં હરસુખની એક સહચરી યમુનાના પત્ર તેના પર આવતા અને લગ્ન સબંધમાં લગભગ નક્કી જેવું કરી નાંખ્યું હતું.

યમુનાના પિતા એકાદ નાના સ્ટેટના કારભારી હતા. તે હરસુખની પ્રવૃત્તિથી અજ્ઞાત હતા તેમને યમુનાએ ઉપરની વાત કહી કારભારી જેવો માણસ પુરતી તપાસ વગર હા કેમ ભણે? 'હાલ તુરત તો ઉતાવળ નથી' આવો ટુંકો જવાબ આપી વાતને બંધ કરી દીધી.

આ વાતને અઠવાડીયું સ્હેજે પસાર થઈ ગયું. અને તેટલા વખતમાં યમુનાના પિતાએ લલિતપુરના કારભારી મારફત હરસુખના વિષે પુછાવ્યું તેનો આજેજ જવાબ આવ્યો હતો કે-" હરસુખ એક રાજ્યદ્રોહી માણસ છે, એ દંભી અને ઉજળા લુગડામાં એક સફેદ શયતાન છે, એ ખેડુતો અને પ્રજાને ભરમાવી રાજ્ય સામે બંડ કરી-કરાવી બેસે તેવો ભયંકર માણસ છે."

હરસુખનું આવું સર્ટીફીકેટ વાંચતાં યમુનાના પિતાના ાકનાં ફોરણાં ફુલાવા લાગ્યાં એની નજર સામે રાજદ્રોહી ારસુખની છાયામુર્તિ દેખાવા લાગી, "આવા ભયંકર ુરૂષને મારી કન્યા આપું ? નઃ બને" આટલું ધીમેથી બડબડી એણે પત્રને ગાદી નીચે દબાવી દીધો કે તરતજ ામુના ત્યાં આવી.

"પિતાજી ! આજ આપનો ચ્હેરો વિચારવંત અને ાંભીર દેખાવા છતાં તમારામાં અત્યારે ક્રોધે વાસ કર્યો છે એમ સ્પષ્ટ દેખાઇ આવે છે."

"યમુના ! એવું કાંઇ નથી, તારા લગ્ન વિષેના વેચારમાં હું પણ ક્યાંયે મન ઠરતું નથી."

"પિતાજી ! એ બાબતમાં મારા વિચારો અગાઉ જણાવી ીધા છે, પછે આટલા વિચારવંત રહેવાનું કારણ ?"

"બહુ તપાસને અંતે હું એ નિશ્ચય પર આવ્યો છું ક, તારાં લગ્ન તારા પ્રરછીત સ્થળે હું કદી પણ કરી શકવાનો નથી."

"પિતાજી !—

"બસ ! મારા ફેંસલાની ઉપર અપીલ ચાલતી નથી ો મારા ઘરના અમલમાં મારે મારી મક્કમતા શામાટે તજવી !"

"પણ પિતાજી—

"પણ ને બણ હું કશુંએ સાંભળવાનો નથી 'સો ાતની એકજ વાત' મારે તો તારાં લગ્ન લલિતપૂરના કારભારીના પુત્ર સનમુખ સાથે કરવાનાં છે–"

"બહુ થયું પિતાજી ! એના વિષે આપે પાકી તપાસ કરી છે ? એ અમારી સાથે કોલેજમાં હતો, એના જીવન પ્રસંગો મારી જાણ બહાર નથી હું કોઇપણ રીતે પરણનાર નથી."

"યમુના ! તારે ત્યાં પરણવું જ પડશે, સમજી ?" યમુના આ અધું વાકય સાંભળી ચાલી નીકળી !"

* * *

સનમુખનું કોલેજ જીવન યમુના જાણતી હતી. બી. એ. કલાસમાં ત્રણ ત્રણ વાર પ્રયત્ન કર્યા પછી છેવટ એણે વગર ઉપાધિએ કોલેજ છોડી દીધી અને એના પિતાની લાગવગથી પોલીસ ટ્રેઇનીંગ કોલેજમાં એ દાખલ થયો, ત્યાંનું એનું જીવન સંગદોષથી હતું તે કરતાં વધારે બગડવા લાગ્યું, અને છેવટે લલિતપુરમાંજ એ પોલીસ ઉપરી થયો હતો.

* * *

કર્મ સંજોગે યમુના એની સાથે લગ્ન સંબંધથી જોડાઇ. સનમુખ દિન પ્રતિદિન સુધરવાને બદલે બગડયે જતો હતો. દારૂ, વ્યભિચારે એનામાં વાસ કર્યો હતો.

વ્યભિચારીને અનેક પ્રકારનાં વેર બંધાય છે, તેમ સનમુખના ગુપ્ત દુશ્મનો હતા. જાગીરદારના હજુરીની જમના પર એની દાનત ફરી અને જમનાએ અંતે તો દગાથી સનમુખને સ્વધામ પહોંચતો કર્યો.

સનમુખના મરણથી આખી પ્રજાએ છુટકારાનો દમ ખેંચ્યો, અને સાથે સાથે તે દિવસથી યમુના એના પિતાને ત્યાં રહેવા લાગી.

લલિતપુરમાં જ્યારથી યમુનાનાં પનોતાં પગલાં થયાં ત્યારથી હરસુખે આ જાગીરમાં રહેવાનું મુલતવી રાખેલું અને પાસે રેસીડેન્સીમાં રહેતો. ત્યાંથી એ લલિતપુરની અનેક પ્રકારે સેવા કરતો, પણ એની સેવામાં એને ઉણપ જણાવા લાગી.

કોઈપણ ઉપાયે એને સેવા કરવી હતી એટલે એણે સંન્યસ્તગ્રહણ કર્યું અને લલિતપુરમાં આશ્રમ બાંધી રહ્યો.

આ વેશમાં એણે સામાજીક અને ધાર્મિક પ્રશ્નો ચર્ચવા માંડ્યા, ગામના લોકો અને અન્ય એની પ્રવૃત્તિને વખાણવા લાગ્યા.

લલિતપુરનો જાગીદાર એને ત્યાં અવારનવાર જતો.

આજે આશ્રમજયંતિ હતી. દેશપરદેશથી હજારોની સંખ્યામાં માણસો આ જયંતિ ઉજવવા આવ્યા હતા. કારણ? કારણ એજ કે આ આશ્રમના અનેક ભકતો હતા. પ્રજા ઉપરાંત બહારના ભાવિક ભકતોનો સમુદાય વધારે હતો, આશ્રમની વ્યવસ્થા વખાણવા લાયક હતી.

દરેક જાત્રાળુને ભોજન વખતે સાથેજ બેસવાનું હતું, એટલે સર્વ બેસી ગયા પછી મહારાજ પોતે પંગતમાં ફરતા અને ત્યારબાદ ભોજનની આજ્ઞા થતી.

આવા ઉત્સવમાં યમુના, વિધવા યમુના ખાસ આવી હતી. એ સ્વામીજી, મહારાજ કે આશ્રમપતિને મળવા ન જાતી. એક સવારે એ આશ્રમની પછવાડેના બગીચામાં પરોઢીએ નાવા ગઈ. એણે કુવા પર જઈ દોરડું ડોલ લીધાં અને પાણી સીંચવા માંડ્યું, ત્યાં એની નજર બાજુપર પડી તો

એક ભગવાં વસ્ત્રધારી યુવાન જોવામાં આવ્યો, એનાથી બોલાઈ જવાયું કે "કોણ મહારાજ ?"

"હા"–આ સિવાય એ વધારે ન બોલી શક્યો. યમુનાએ ડોલ કાઢી મહારાજ તરફ જોઈ પુછયું "આપને જરુર હોય તો સેવા સ્વીકારશો."

"યમુના–" એનો અવાજ ઠરડાઈ ગયો, અને વધારે ન બોલી શક્યો.

"હરસુખ ! સ્વામીજી થઈ મન ઉપર સંયમ મેળવવામાં ઉણપ આવે એના કરતાં તો આ બાહ્યાડંબરનો ત્યાગ કરો તો !

"ત્યાગ ! ભગવાનો ? જેના માટે ભગવાં ધારણ કર્યાં તે જો...'

વાતને અટકાવતાં યમુનાએ કહ્યું,–"હરસુખ ! સમાજમાં શ્રેષ્ટ ગણાવું, અનેક પ્રકારના દંભ કરવા, પોતાના ભક્તોને બોધ દેવો, સેવાઓ લેવી, માલ મલિદા, લાડી, વાડી, અને ગાડીમાં મહાલવાનું મળતું હોય તેને ભગવા શા માટે તજવાં પડે?'

"યમુના ! વાત એમ હતી કે—વાસનાઓને હું જીતી ન શક્યો. તારો અને મારો સબંધ કોલેજ સુધીમાં નિર્દોષ રહ્યો અને જો આપણે લગ્ન ગ્રંથીથી જોડાવાના સંકલ્પ પર આવ્યાં હોત તો એ વાસનાઓને હું જીતી શકત; પરંતુ આ મારાં ભગવાં યમુના માટે પહેરાયાં. સંસારમાં રહી હું કોઈ રીતે કોઈને ઉપયોગમાં ન આવી શકતે–તારે ખાતર ભગવાં મારે પહેરવાં પડયાં–એ વધુ ન બોલી શક્યો અને યમુનાએ કહ્યું

"વાસનાઓને ન જીતાય તો, એ જીતવા માટે તમોએ આ દેશનો ત્યાગ કેમ ન કર્યો ? મારે ખાતરજ ભગવાં પહેર્યાં હોય તો મારે—"

"હા, તારે ખાતર ઉતારવા તૈયાર છું."—મહારાજે કહી દીધું-યમુનાએ તરત જવાબ આપ્યો—"એ મારે કબુલ છે-બાકી આજકાલના ભગવા વસ્ત્રધારીઓ અને એવા બીજા ધર્મગુરૂઓ પોતાની મનોવૃત્તિઓ રોકી શકતા નથી, અને પ્રજાની વહુ દિકરીઓપર કુદૃષ્ટિ નાંખી એને રંજાડવાનું પણ ચુકતા નથી. કેટલાક મઠધારીઓ તો ચેલા ચેલકીઓદ્વારા પોતાની કામવાસનાઓ તૃપ્ત કરવા ચુકતા નથી. આવી રીતે અનેક પ્રકારે .સમાજમાં શ્રેષ્ટ ગણાતા આવા ધર્મી ઢોંગી-ગુરૂઓનો નાશ થાય તેજ સારૂં છે. અગર તો પોતાની ભુલ સમજી ભગવાનો ત્યાગ કરે તો—"

"તો'તો સાધુ મહારાજોનો વિજય થાય." એજ વખતે આ તરૂણ સંન્યાસીએ ભગવાં કાડી નાખવાનો પ્રયત્ન કર્યો-યમુના આ દૃશ્ય જોવા માટે ઉભી નહોતી રહી એ તો ક્યારની ચાલી ગઇ હતી.

સંન્યાસીનાં હાથમાં એમનું એમ વસ્ત્ર રહી ગયું. એનો હાથ જરાએ નજ ચાલ્યો, ને આવેલો ઉભરો સમાઇ ગયો.

* * *

જાણે અજાણ્યે પણ સન્યાસીની નિત્ય નોંધની ડાયરી એકાદ બ્રાહ્મણના હાથમાં આવી ગઈ--જાગીરદાર પાસે જશ ખાટવાની ઇચ્છાએ એ નિત્ય નોંધ જાગીરદાર પાસે ગઇ. સંન્યાસી પ્રત્યેનો ભુતકાળનો વૈરાગ્નિ પ્રજ્વલિત થયો-આખાએ લલિતપૂરમાં આજ વાત થવા માંડી; આજે કે કાલે પકડયો કે પકડાશે એવી અફવાઓ ઉડતી હતી, "એક જાહેર

સંસ્થાનો--આશ્રમનો સંરક્ષક જ્યારે સ્ત્રીઓને ભરમાવવાના પ્રયત્નો ચાલુ રાખે ત્યારે એની તપાસ જાગીરદાર કેમ ન કરે ?" આ પ્રશ્ન હતો.

યુવાન સંન્યાસી આ સર્વ વાત જાણતો હતો, છતાં એની ધીરજ અન્યને શરમાવતી હતી, એની નિડરતા દુશ્મનની છાતીમાં છાપ પાડતી હતી. એ સંન્યાસી તે ભૂતપૂર્વ હરસુખના અનેક દુશ્મનો હતા. એણે જ્યારથી પોતાની નિત્યનોંધ ગુમાવી હતી ત્યારથી એના જીવને પલટો ખાધો હતો.

જાગીરદાર એને પકડી પાડે એ પહેલાં તો એણે યમુનાનો પતો મેળવી લીધો-ભગવાંનો ત્યાગ કર્યો અને હરસુખ તથા યમુનાએ પુનર્લગ્ન કર્યાં.

લલિતપુરનો સમાજ કે જાગીરદાર, યમુનાનો પિતા કે એનું સગુંવ્હાલું ભલે સહમત ન હોય છતાં યમુનાનાં બાળકો આજે એના દાદાના ખોળામાં ચઢી મુછો ખેંચી રહ્યાં છે.